# ઝીગફ્રીદ

એક પહેલવાનની વાર્તા.

જર્મનમાંથી


તરજુમો કરનાર

ડૉ૦ ડોસાભાઇ રૂસ્તમજી વાભર

એલ. આર. સી. પી., એલ. આર. સી. એસ.,

વગેરે.


હેનરી ફૉન આઇકનફેલઝ ખુદાને કેમ પીછાણતાં શીખ્યો, ફંગાલ્યત અને માણસાઇ કાયદાનો ભોગ, ઇટાલ્યન વાર્તા સંગ્રહ, ફારસી શાયરોમાંથી ચુટેલાં ગોહરો, સુબોધ સંગ્રહ, જર્મન શાયરોમાંથી ચુટેલાં ગોહરોના કર્તા


ઈ૦ સ૦ ૧૯૩૦.

મુંબઈ.

# ઝીગફ્રીદ.

( એક પહેલવાનની વાર્તા. )



જર્મનમાંથી

તરજુમો કરનાર

ડૉ૦ ડોસાભાઇ રૂસ્તમજી ધાભર

એલ. આર. સી. પી., એલ. આર. સી. એસ.,

વગેરે.



હૅનરી ફૉન આઇકનફેલઝ ખુદાને કેમ પીછાણતાં શીખ્યો, કંગાલ્યત અને માણસાઇ કાયદાનો ભોગ, ઇટાલ્યન વાર્તા સંગ્રહ, ફારસી શાયરોમાંથી ચુટેલાં ગોહરો, સુબોધ સંગ્રહ, જર્મન શાયરોમાંથી ચુટેલાં ગોહરોના કર્તા.



ઇ૦ સ૦ ૧૯૩૦.

મુંબઈ.

# પ્રસ્તાવના.

નણંદ ભાભીની લડાઇ કયા દેશમાં અને કયા લોકોમાં હોતી નથી? જોકે એવો કલેશ કમસમજ સ્ત્રીઓમાંજ હોય છે. ગરીબમાં ગરીબ ઘરથી તે રાજવંશી કુટુંબ સુધીમાં આવો કંકાશ ઉભરી નીકળે છે. આ વાર્તામાં નણંદ ભાભી વચ્ચે હું વડી કે તું વડી એવો કજીઓ ચાલી રહે છે. ફુકરાજી મગરૂરી કિનો કપટ, અદેખાઇ એક માણસનાં પોતાનાં સુખનો નાશ કરે, એટલુંજ નહીં પણ એક કુટુંબના કે આખાં રાજયના નાશનું કારણ બને. કુટુંબમાં કુસંપ જોઇ મતલબીઆં, કપટી અને અદેખાં માણસો તેની ખરાબી પૂરી કરે.

આ વાર્તામાં પહેલવાન ઝીગફ્રીદની કીર્તિથી અદેખો બનેલો હેગન નણંદ ભાભીના કજીઆનો લાભ લઇ ઝીગફ્રીદને મારી નખાવવાને રાજાને સમજાવે છે અને પોતેજ તેનું ખુન કરે છે.

ઝીગફ્રીદ મરતાં મરતાં રાજયના નાશની આગાહી કરે છે.

ઝીગફ્રીદનું શરિર જખમ ન થઇ શકે એવું હતું, માત્ર ખભાં વચ્ચેનો ભાગ જખમ પાત્ર હતો.

ઝીગફ્રીદ માટે અમેરીકન વિદ્વાન ઍમરસને પોતાના compensation લેખમાં ઇસારો કર્યો છે. યુનાની પહેલવાન ઍકીલીસનું શરિર પણ જખમી ન થઇ શકે એવું હતું કારણકે થૅતીસ દેવીએ તેને સ્ટીક્સ નદીનાં પાણીમાં બોળી જખમી ન થાય એમ કર્યું હતું. માત્ર પગની ઘુંટી આગળનો ભાગ જયાંથી તેને બોળતી વેળા પકડી રાખ્યો હતો તે જખમ પાત્ર રહી ગયો હતો.

ઇરાની તવારીખમાં ઝીગફ્રીદ માફક પહેલવાન કેરશાસ્પ રાક્ષસી અજગરોને મારે છે. અસફંદીઆરનું શરિર જખમ ન થઇ શકે એવું હતું. ઇરાનનો કીર્તિવંત પાદશાહ કયખુશરૂ જીવતો ગુફેનશીન થયલો માનવામાં આવે છે તેમ જર્મનોનો એક કીર્તિવંત કયસર ફ્રેદરીક બારબરોઝાને જર્મનો ગુફેનશીન થયલો માનતા. તેનો ટુંક હેવાલ જર્મન તવારીખમાંથી આપ્યો છે.

ડા૦ રૂ. ધા.



# ઝીગફ્રીદ.

## ( એક પહેલવાનની વાર્તા. )



જવાન ઝીગફ્રીદ નેધરલેંડના રાજા ઝીગમુન્દનો દીકરો હતો. તેની માનું નામ ઝીગલીન્દ હતું; બન્નેની ઓલાદ ઉંચ હતી; રાજા ઝીગમુન્દની પેઢી વુલ્ફનજનથી હતી જેનો વડાવો વોતન હતો જે દેવતા અને માણસોનો પીતા કહેવાતો હતો.

જવાન ઝીગફ્રીદનું બળ તેના મહાન વડવાઓથી વારસામાં મળેલું હતું; હિંમત અને બળમાં કોઇપણ જવાન તેની બરોબરી કરી શકતો નહીં.

જયારે આ રાજવંશી પહેલવાન જંગલમાંથી પોતાની પહેલી મુસાફરી કરતો હતો ત્યારે એક લુહારનું કારખાનું તેણે જોયું જયાં અગ્નિમાંથી ચમકારા નીકળતા હતા અને લુહાર અને તેનાં માણસો તપાવેલાં લોખંડપર જોરથી ફટકા લગાવતા. જવાન પહેલવાનને તે ગમ્યું, અને વિચાર્યું કે હું પણ લુહારનો નોકર થાઉં અને તલવારો બનાઉં તો પહેલવાનીને છાજતુંજ કામ છે.

લુહાર જેનું નામ મીસ્તર મીનર હતું, તેણે સુંદર જવાનને જોતાંજ મિત્રતાથી સલામ કરી. ઝીગફ્રીદ હિમતથી કારખાનામાં ગયો અને ઘરડા લુહારને કહ્યું "મેહરબાન સાહેબ, તમોને કોઇ શીખાઉ જોઇએ છે?"

બુઢો હસીને જવાનનું કદાવર અંગ જોતો હતો. તેનાં માણસો પણ પોતાના ભારી હઠોડાઓ મૂકી દઇ પોતાની મોટી ઝળકતી આંખોવડે દમામદાર પરોણાને નીહાળતા ઉભા.

ઝીગફ્રીદે બેસબર થઇ ફરીથી પુછ્યું "મેહરબાન શેઠ તમારો શું જવાબ છે"?

બુઢો બબડયો "હં! હં! જરા ઠંડા પડો, જવાનીની ગરમી થોડી દેખાડો!"

હા કે ના? બોલી દો.

લુહારે રાજાના દીકરાને પોતાનો હાથ આપી કહ્યું આપણુને સારૂં કબુલ છે. હું તમને મારી નોકરીમાં લેઉછું. આ કમ્મરે લપેટવાનું ચામડું અને હઠોડો લેઓ અને જલદીથી કામ શરૂ કરી દો.

શેઠ અને નોકરો તેનું મોટું બળ જોઇ અજબ થયા, અને થોડાજ વખતમાં તેના ગુસ્સાથી બીહતા ધ્રુજતા રહેવાનું કારણ તેઓએ જોઇ લીધું. કારણકે તેઓં લુચ્છા હતા અને તેને ચીડવવામાં મજાહ લેતા હતા. ઝીગફ્રીદ, તેઓની લુચ્ચાઇનો બદલો જબરદસ્ત મુક્કાઓ લગાવી આપતો હતો અને ગમે એટલાં કાવતરાંથી તેનો જુસ્સો તાબે કરી શકયા નહીં, ત્યારે તેનું કાટલું કાઢવાને રાક્ષસી અજદાહો વચ્ચે તેને સપડાવવા ઇચ્છયું.

લુહારે પોતાના અટકચાળા નોકરોને એટલા સખત ઠોકાઇ ગયલા જોયા કે તેઓ પોતાના હઠોડાઓ પણ ઉંચકી શક્તા નહીં ત્યારે તે પણ ગુસ્સાથી બોલી ઉઠયો હા, અજદાહો આગળ એને મોકલાય તો સઘળી પીડા મટે. પછી દગલબાજ લુહારે તેને પોતાની આગળ બોલાવી કહ્યું, દીકરા, દૂરનાં જંગલમાં જવા તૈયાર થા! કોલસો ઘટી ગયો છે. જંગલ વચ્ચે કોલસાવાળો રહે છે. તેનો પત્તો મેળવી કોલસો મોકલવા જણાવ.

ઝીગફ્રીદ એકદમ તૈયાર થઇ ગયો, તોપણ એક તેજ તલવાર બનાવી લીધી કે જંગલમાં ફાડી ખાનારાં જાનવરોથી પોતાનો બચાવ કરે.

તુચ્છકાર ભરેલી હોઠપર હાંસી સાથે શેઠ અને નોકરોએ જવાન તરફ જોયું અને પાખંડી લુહાર હળુસે બોલ્યો, પોતાનાં મોતને મળવા કોઇજ એટલો ખુશાલીથી જતો હશે.

પણ ખરેખર તેનું મોત નક્કી આવશેજ કે? એક નોકરે પુછ્યું.

ચોક્કસજ આવશે, શેઠે જવાબ દીધો. એને અજગરોનાં સરોવર આગળથી માર્ગ લેવો પડશે. ત્યાં પહેલવાનીની ધુંધમાં તે રાક્ષસી અજદાહને છેડી મુકશે અને જીવથી જશે; કદાચ અજદાહને મારી નાંખવામાં ફાવે, તોપણ પાછો ફરતાં નીબલુનગન પ્રદેશમાં ભયંકાર પાંખવાળો સાંપ તેને ખાઇ જશે, કપટી નોકરો આ સાંભળી ખુશ થવા લાગ્યા કારણકે આ હીંચકારા મૂર્ખો રાજવંશી જવાનને ઘણોજ ધિક્કારતા હતા.

ઝીગફ્રીદ ખુશાલ દિલે જંગલ ભણી ચાલવા લાગ્યો. પક્ષિઓ ગાતાં તેમની સાથ તે પણ ગાતો અને કોઇ હરણને કુદતું જોઈ તે પણ કુદકા મારવામાં મજાહ લેતો.

તે ખુશ થઇ બોલતો આહા! લીલોતરી ભરેલાં જંગલમાં કેવું રળીઆમણું લાગે છે! અને ઉંચાં ઝાડા નીચેથી નાચતો કુદતો પોતાનો માર્ગ લેતો.

ભય ભરેલાં અજગરોનાં સરોવર માટે તેણે સાંભળ્યું હતું, તોપણ તેને કશી ચિંતા લાગતી નહીં, કારણકે તેના હાથમાં એક તેજ તલવાર હતી; ભલે હજારો અજદાહો તેની સામે આવે, તેને બીહવાનું કાંઇ કારણ હતું નહીં.

તે બોલતો, ઝાડોની લીલી, સોના માફક ઝળકતી ડાંખળીઓ વચ્ચેથી પેલું અજગરોથી વસાયલું સરોવર ચલકી રહ્યું છે. ડગલબાજ લુહારની આંખો માફક ખુશનુમા જંગલમાં તે ચલકી રહ્યું છે. ઓ મારી મુબારક તલવાર તને હવે લડાઇમાં ઉતરવું પડશે!

સરોવરના કાળા કીચળમાં હીસહીસ કરતા ભયંકાર રાક્ષસોનું ગુચળું અહીં તહીં ફરતું. ઝીગફ્રીદ કિનારાની ધણી

નજદીક ગયો અને કંપારી છોડવે એવાં ટોળાં તરફ નીડર-પણે જોવા લાગ્યો.

અજદાહો ગુસ્સાથી ફુંફારા મારતા તેની તરફ આવ્યા, પણ તેણે હસતાં હસતાં વિજળીક ઝડપે પોતાની બળવાન તલવાર એવી તો ફડકાવી કે તે રાક્ષસી પ્રાણીઓ કીચળ વચ્ચેથી ગુમ થઇ ગયાં.

ઝીગફ્રીદ બોલ્યો, તમારા ભરાઇ બેસવાના ઉંડા ગારમાં જાઓ ! મોત તમને શોધી કાઢશેજ.

ઝાડોની સુક્કી ડાંખળીઓ તોડી કાદવની ખાહીમાં ફેંકી, જેથી તમામ સરોવર ઝાંખરાંથી ઢંકાઇ ગયલો લાગતો.

હવે અંગાર જોઇએ એમ બોલતો અધીરાઇથી પોતાની દૂર જોઇ શકનારી આંખો વડે સઘળી બાજુએ જોવા લાગ્યો. ઝાડો વચ્ચેથી ધુમાડો ઉંચે ચઢતો દેખાવા લાગ્યો, તેવોજ તે તરફ ઉતાવળે દોડયો, અને નજદીક પહોંચતાં લુહારે જે કોલસાવાળાને કહેવા મોકલ્યો હતો તેજ નજરે પડયો.

કોલસાવાળા શેઠ, તે પોકારી ઉઠયો, જલદીથી એક બળતું લાકડું આપી દો. વખત ન લાગે માટે, પોતેજ ચુલામાંથી બળતી ડાળી ઉંચકી લીધી અને આ બળતી મસાળ સાથે અજગરોની ખાહી તરફ પાછો દોડયો. સુક્કાં ડાંખળાંઓને સળગાવી દીધાં કે મોટું બળતું થઇ રહ્યું; પાણી વરાળરૂપ થઇ હીસહીસ કરતું ઉકળવા લાગ્યું; ખાહીનાં ઉંડાણમાંથી સુસ્ત પડી ગયલા અવાજ સંભળાતા; ઉકળતાં પાણીની ખાહીરૂપ કીતલીમાં, અજગરો મોતની વેદનામાં અહીં તહીં ઘસડાતા, તેમનાં નસ્કોરાંમાંથી ખખડતી વરાળ નીકળતી, અને પોતાની પૂછડીઓ વડે તમામ ખાહીમાં ઠોકાઠોક કરી મૂકી.

ઝીગફ્રીદે વધારે વધારે ઝાંખરાં નાખી આગ ચાલુ રાખી, તળીએથી આવતા અવાજ બંધ પડયા ત્યાંસુધી તે ચાલુ રહી.

તે બોલ્યો હવે એમનું કામ પૂરૂં થઇ ગયું, અને આગ બુઝાઇ ગઇ ત્યાંસુધી થોભ્યો: અજદાહોનું સરોવર તો તમામ વરાળરૂપ બની ગયું.

જવાન પેહલવાને વિચાર્યું અજદાહો રંધાઇ જઇ મજબુતી આપનાર પદાર્થ બનેલો લાગે છે, અને પોતાનું આંગળું પાણીમાં બોળ્યું. તે અજબ થવા લાગ્યો, કારણકે પીગળેલી અજદાહની ચરબીએ તેનાં આંગળાંની ચામડીને સખતમાં સખત શીંગડાં જેવી બનાવી હતી, કે જેથી તે દાંતો વડે કે ધારદાર તલવાર વડે કપાઇ શકે નહીં, કે જરાબી ઓખવી શકાય નહીં.

પછી તેણે પોતાનાં વસ્ત્ર કાઢી નાખ્યાં અને પીગળેલી ચરબીનાં પાણીમાં નાહયો કે તુરતજ તેનું આખું શરિર સખત શીંગડાં જેવું બની ગયું. માત્ર ખભાં વચ્ચેનો નાનો ભાગ સખત બનતો રહી ગયો કારણકે તેપર લીમડાનું પાંદડું પડયું જેથી તે સખત બનતો રહી ગયો અને એટલો ભાગજ હવે પછી તેનાં મોતનું કારણ બનશે.

પોતામાં થયલા અજબ જેવા ફેરફારથી ખુશ થતો તે કોલસાવાળા આગળ ગયો અને પોતાના લુહાર શેઠનો સંદેશો તેને પહોંચાડયો; પછી તેને પુછયું કે જંગલના ગીચ ભાગમાં એક પાંખવાળા રાક્ષસી સાંપનું મદક છે એમ મેં લુહાર અને તેના માણસોને બોલતાં સાંભળ્યા હતા, જે સાંપ કોઇ ભુલાં પડેલાંને તેનું લોહી પીવા મારી નાંખતો હતો, તેના બોહ તરફ જવાનો માર્ગ મને બતાવી શકશો?

કોલસાવાળાએ પોતાના કાને સાંભળેલું માન્યું નહીં. મુંગો મંતર બની જવાન તરફ ટીકવા લાગ્યો, અને ઝીગફ્રીદ બેસબર થવા લાગ્યો તેથી ગભરાટ સાથે અચકાતો અચકાતો બોલ્યો, તમને તે રાક્ષસી અજગરના બોહનો રસ્તો હું બતાવીશ.

બહાદૂર ઝીગફ્રીદે કહ્યું, તેજ હું તમો કને માગું છું કારણકે હું તેની સામે લડાઇ ઉઠાવવા ઇચ્છું છું.

કોલસાવાળાએ કહ્યું, મહાન વોતન દેવતા તારો મદદગાર થાય ! કોઇપણ મરણ તુલ્ય માણસ જાતમાંથી તે ભયાનક અજગરને તેના ખોહમાં શોધવા જવાની હિંમત કરી શકયો નથી !

હું તે મરણ તુલ્ય માણસ છું અને હિંમત કરૂં છું ! એમ ઝીગફ્રીદે કહ્યું ત્યારે તેની આંખોમાંથી વિજળી જેવા ચમકારા નીકળતા હતા, અને પોતાની તલવાર વડે એવો તો જોરથી હવામાં ફટકો માર્યો કે કોલસાવાળો બીહીને પાછો હઠી ગયો.

પછી ઝીગફ્રીદે હસીને કહ્યું એ પ્રમાણે હું તે અજગરને મારીશ ! મારા વડવા વોતનના કસમ લઇ કહું છું કે તેને મારી નાખવાનું બળ હું ધરાઉં છું.

દેવતાઓ તમારૂં રક્ષણ કરે ! કોલસાવાળાએ કહ્યું, અને નીબલુનગન પ્રદેશનો માર્ગ બતાવ્યો કે જ્યાં પહાડના ગુફામાં અજગર રહેતો હતો.

કલાકના કલાક ઝીગફ્રીદ જંગલમાં ભટકયો, અને આખરે ભુલતો ચુકતો જંગલનો પહાડી પ્રદેશ જેને નીબલુનગન પ્રદેશ કહે છે ત્યાં પહોંચ્યો.

પહાડોમાં નીબલુનગનનું લોક રહેતું હતું, જેઓ કિમતી ધાતુઓ અને હીરામાણેક ધરાવતા હતા.

આ મુલકમાં દાખલ થવાના દરવાજા આગળ અજગર ચોકી કરતો હતો, જે ઝીગફ્રીદે પોકાર મારતાં બહાર નીકળી આવ્યો.

ખોહનાં ઉંડાણમાંથી ગર્જનાક અવાજ કરતો ધીમે બહાર નીકળ્યો, જેનો દેખાવ ભયંકાર હતો.

તે એટલો તો ગુસ્સે થયલો હતો કે તેનાં નસ્કોરાંમાંથી આતશી ચમકારા નીકળતા હતા જે આજુબાજુની હવાને ગરમ કરી મુકતાં પક્ષિઓ મુએલાં તુટી પડતાં, અને ઝીગ-ફ્રીદનો દમ ગુંગળાતો. તોપણુ પહેલવાન એક પગલું પાછળ હઠયો નહીં; ધાસ્તી વધતાં તેની હિંમત વધતી હતી. લાંબી ભયભીત લડાઇ પછી તે રાક્ષસનાં હૃદયમાં તેણે તલવાર ભોકી દીધી; તે રાક્ષસે હવામાં ઉંચો ઉછળતાં એવી તો ગર્જના કરી કે તે તરફ, મુલકનો રાજા અને તેના દરબારીઓ દોડી આવ્યા કારણકે તેઓ સમજ્યા કે પહાડ ગબડી પડતો હતો જેની નીચે તેઓ અને પ્રજા દટાઇ જાય.

તેઓએ તુરતજ જોયું કે અજગર હવામાં ઉંચો ઉછળી ભોંયપર મુએલો પડયો અને જવાન પહેલવાન તેની ગરદનપર પગ મૂકી પોતાની આંખો વડે તેની લંબાઇનું માપ લેતો ઉભો હતો. અજાયબીથી રાજાએ સઘળું જોયું અને બોલ્યો : આ જવાન કેટલું બળ ધરાવતો હશે કે તે અજદાહને મારી શકયો ?

આપણે તેને લવાદ ઠેરવ્યે કે જેથી આપણા વચ્ચેની ખટપટ મટે ! અને ઝીગફ્રીદ નજદીક આવ્યો ત્યારે નીબલુનગનના રાજાએ નમીને સલામ કરી અને ફરમાવ્યું કે તેણે સઘળી દોલતના બે ભાગ કરવા, કારણકે તેઓ તે બાબદમાં એકમત થઇ શકતા ન હતા. તેની મહેનતના બદલામાં બામુંગ તલવાર જે આખી દુનિઆમાં સર્વથી સરસ તલવાર હતી તે આપવા ઇચ્છતો હતો.

ઝીગફ્રીદ ખુશીથી કબુલ થયો અને પહાડમાંથી એટલો તો બેશુમાર ખજાનો લાવવામાં આવ્યો કે સો મોટાં ગાડાં તે ભરવાને પૂરતાં થાય નહીં. ઝીગફ્રીદ અજબ થયો, તેણે આટલો બધો ખજાનો કદી જોયો હતો નહીં. તેને સર્વથી સરસ ગણાતી બામુંગ તલવાર મળતાં તેણે વાજબી રીતે

ખજાનાના ભાગ કર્યા અને પાછો વળતી મુસાફરીએ નીકળવા માંગતો હતો. પણ નીબલુનગનના રાજાએ તેને એક ગેરવાજબી ન્યાય કરનાર ગણ્યો, અને પોતાના 'નાઇટો' ને તેની સામે લડવાને બોલાવ્યા. ઝીગફ્રીદે બામુંગ તલવાર એવી તો જોરથી ફડકાવી કે રાજા અને તેના સાતસો બહાદૂર સ્વારો મરી ગયા. લડાઇ પૂરી થઇ એમ તે સમજતો હતો, તેટલાં નવી લડાઇ તેને માટે આવી. નીબલુનગનના રાજાનો વફાદાર મિત્ર અલબરીક જે એક ઠીંગુજી હાથવેંટયું હતો તે તેની સામે આવ્યો. પોતે તમામ બખતરે ઢંકાઇ ઝીગફ્રીદને મજબુત ફટકા લગાવ્યા. આખરે જવાન ઝીગફ્રીદે ખંધા હાથવેંટીઆ વિરોધીને પકડી લીધો. પોતાના મજબુત હાથે પકડી તેને એવો તો જોરથી હીલવી નાખ્યો કે સુલેહ માટે તે આજેજી કરવા લાગ્યો, પોતાપર ફત્તેહ મેળવનારને પોતાનું બખતર કાઢી આપ્યું અને તેનો વફાદાર સેવક થઇ રહેવાના સોગંદ લીધા.

પછી ગુસ્સે થયલો પહેલવાન કાંઇ શાંત થયો, અને નીબલુનગનનું તાજ પોતાને માથે પેહેરી લીધું, અને અલબરીક તેમજ તમામ પ્રજાએ તેને રાજા તરીકે માનથી સ્વિકારી પોતાની સેવા અર્પણ કરી. નાનકડા ઠીંગુજીને પોતાનો ખજાનચી નેમ્યો અને રાજની સઘળી તીજોરીઓની ચાવી તેને સોંપી ત્યાંથી નીકળ્યો.

## ઝીગફ્રીદ બરગન્ડી આવ્યો.

પોતાના સ્વદેશ પાછા ફરેલા દીકરાના માનમાં રાજા ઝીગમુન્દે ઝેનતન ખાતે દરબારીઓને બાદશાહી ખાણાંપર નોતર્યા.

રાજા રાણીએ લોકોને કિમતી ભેટો આપી, અને જવાન નાઇટો ઝળકતાં હથીઆરોથી સજ થઇ એકબીજા સામે લડાયક હરીફાઇમાં પોતાની કુનેહ અને બળ દેખાડતા હતા.

ખાણાં વેળાએ ગવઇઆઓ પેહલવાનોનાં પરાક્રમોનાં અને સ્ત્રીજાતીના ઉમદા ગુણોની તારીફનાં ગીતો ગાતા હતા. સર્વથી કીર્તિવંત પેહલવાન તરીકે ઝીગફ્રીદનું અને સર્વથી ખુબસુરત કુમારીકા તરીકે બરગન્દીના રાજાની દીકરી ક્રીમહીલ્દ જે રહાઇન નદીપર આવેલાં વર્મસ શેહરના રાજા ગુન્થરની એક પૂરી બહેન હતી, તેમનું ગાયણ લલકારતા હતા.

તેથી ઝીગફ્રીદની જીજ્ઞાસા ઉશ્કેરાઇ અને ખુબસુરત ક્રીમહીલ્ડને નજરે નજર જોવાને ઇચ્છયું કે જો તેની કીર્તિ થતી હતી તેવીજ ખરેખર ખુબસુરત હોય તો પોતાનો જાન પટકીને તેણીનો પ્યાર મેળવે.

તે પોતાનાં માબાપ આગળ ગયો અને કહ્યું, પ્યારાં માત પિતા વર્મસ જવા અને ક્રીમહીલ્ડનો પ્યાર મેળવવાની હું રજા માગું છું.

રાજાએ કહ્યું, દીકરા તું હદ બહાર દલેરી કરતો લાગે છે, બરગન્દીના રાજાની દીકરી ક્રીમહીલ્ડનો હાથ મેળવવાની તું હિંમત કરી શકે છે?

ઝીગફ્રીદે ગુસ્સાથી કહ્યું, કોણ મને અટકાવી શકે?

રાજાએ કહ્યું, તેણીના ભાઇ ગુન્થર, ગરનોટ અને ગીસ્લર અને સર્વથી વધારે ટ્રૉન્જનો હેગન જે સર્વથી બહાદૂર લડવૈયો ગણાય છે તેઓ તારી આડે આવશે.

ઝીગફ્રીદ અંદેશો કરતાં બોલ્યો, મેં ટ્રૉન્જના હેગનનાં પરાક્રમોનું ગીત સમજ્યું છે અને ધારૂં છું કે એક બહાદૂર તલવારનો મારનાર છે. હું હેગન સાથ પંજો મેળવવા માગું છું કારણકે તેમાં માન ખાટવા જેવું છે.

જયારે તેનાં માબાપે આ સાંભળ્યું ત્યારે તેઓ તેની વિરૂધ વધારે બોલ્યાં નહીં.

સારી રીતે હથીઆર બંધ થઇ પોતાના સોબતીઓ સાથે બાપીકી 'કેસ્તલ' માંથી નીકળ્યો અને દક્ષિણ તરફ સાત દિવસ મુસાફરી કરી વર્મસ સહીસલામત પહોંચ્યો.

શહેરમાં થઇને રાજમહેલ તરફ પહોંચી ઘોડાપરથી સઘળા ઉતર્યા તેવાજ દમામદાર પરોણાઓની ખીદમતમાં દરબારીઓ આવી ઉભા, અને નોકરો ઘોડાઓને તબેલામાં લઈ જવાને આવ્યા.

પણ ઝીગફ્રીદે કહ્યું, ઘોડાઓ જીન સાથ રહેશે અને તેમના સ્વારો તેમની આગળ રહેશે; અમો જલદીથી પાછા સ્વારી કરી જનાર છીએ, રાજા ગુન્થર મને કયાં મળી શકશે તે વિષે કોઇ ખબર આપશો ? મારે તે નામદાર સાથ વાત કરવી છે.

આ વાત થતી હતી તેટલાં મેહલમાંનાં લોકોએ પરોણાઓને જોઇ લીધા. રાજા, તેના ભાઇઓ ગરનોટ અને ગીસ્લર અને બીજા કેટલાક નામચીન દરબારીઓએ બારીએ ઉભા રહી કિંમતી પોશાક પેહરેલા દમામદાર પરોણાઓને જોયા. તેઓ ઝીગફ્રીદને જોઇ અજબ થતા હતા અને એક-બીજાને પૂછતા હતા કે રાજવંશી પહેલવાન એજ હશે કે ?

રાજાએ હુકમ કર્યો, કોઇ ત્રૉન્જના હેગનને બોલાવી લાવો ! તે પ્રખ્યાત પહેલવાન તુરતજ આવ્યો. તેને એકજ આંખ હતી, પણ તે ગરૂડ પક્ષિની આંખ જેવી તિક્ષણ હતી. પરોણાઓને જરા વાર જોઇ તેણે દમામ સાથ કહ્યું, મેં એમને આગળ જોયા નથી તોપણ અજગરોને મારી નાંખનાર પહેલવાન ઝીગફ્રીદ છે એમજ હું માનું છું.

તેને ઘટતાં આદરમાન સાથ આવકાર આપવો જોઇએ, તે એક રાજવંશી છે અને રાજાએ પોતેજ તેને આવકાર દેવા જવું ઘટે છે !

હું તેમ કરીશ એમ બોલી ગુન્થર પોતાના ભાઇઓ સાથે ચોકમાં પરોણાઓ હતા ત્યાં ગયો.

ગુન્થરે કહ્યું આપ ઝેનતનના રાજા ઝીગમુન્દના બેટા છો એમ જાણી તમોને અને સોબતીઓને મારી દરબારમાં આનંદ સાથ આવકાર આપું છું.

ગીસ્લર મિત્રાચારીથી આગળ આવ્યો અને કહ્યું, મારા ભાઇનો આવકાર અને ઇજન આપ ખુશીથી સ્વિ-કારશો અને અમારી કેસ્તલમાં માનવંત વહાલા પરોણા તરીકે પધારશો. જે કાંઇ અમારૂં છે તે તમારૂંજ છે, અને અમો સઘળા સાચી ભાઇબંધીથી તમારી સેવામાં હાજર રહીશું.

ઝીગફ્રીદે કહ્યું, લૉર્ડ ગીસ્લર તમારા શબ્દોથી મારૂં હૃદય ખુશાલ બન્યું છે, હું તમારો આભાર માનું છું, રાજા ગુન્થર તમારો પણ આભાર માનું છું, આપે મારો મિત્રાચારીથી સત્કાર કર્યો છે. આપની રાજવંશી પરોણા-ગત હું સ્વિકારૂં છું.

પછી ઝીગફ્રીદને ઘણાં માનથી દીવાનખાનામાં લઇ ગયા, અને તે કેટલોક વખત બરગન્દીની દરબારમાં રહી સર્વનો માનીતો થઇ પડ્યો; કારણકે તે લડાઇમાં જેટલો બળવાન અને ભય ઉત્પન કરનાર હતો તેટલોજ ઉદાર હૃદયનો અને નમ્રતાવાળો પણ હતો. માત્ર એકજ જન આ જવાન પેહલવાનને ચાહતો હતો નહીં અને તે ત્રૉન્જનો હેગન હતો.

વર્મસની દરબારમાં મેહમાન તરીકે ઝીગફ્રીદ આખું વર્ષ રહ્યો; પણ જે કુમારીકા માટે તેનું દિલ તલબતું હતું તે તો નજરે પડીજ નહીં; અને જ્યારે સઘળા પેહલવાનો સામે લડાયક 'તુરનેમૅન્ટ' માં ઉતરી, હેગન સુધાં સઘળાપર ફત્તેહ મેળવતો હતો ત્યારે ખુબસુરત ક્રીમહીલ્ડ દૂરથીજ, જોતી

ન હોય તેમ સઘળું જોતી હતી તેનો ખ્યાલ તેને આવ્યો નહીં.

તેણી અજબ થતી હતી, કે બહાદૂર ઝીગફ્રીદ કેટલી ઉદારતા અને નમ્રતાથી ગીસ્લર સાથ વર્તતો હતો! ખરેખર સઘળા પેહલવાનોમાં તે સર્વથી બહાદૂર અને દમામદાર હતો એમ તેણી માનતી!

લડાયક સ્વભાવના ઝીગફ્રીદને આળસાઇમાં અને રાહતમાં વખત કાઢવા ગમતો નહીં અને જ્યારે તેણે સાંભળ્યું કે સેકસના અને દેનમાર્કના જોરાવર રાજાઓ લીડગર અને લીડગાસ્ત બરગન્દીની સરહદ ભણી ધસી આવતા હતા ત્યારે લડાઇમાં વાજાંના સરોદો સાંભળતો હોય એમ તેના કાનને ખુશ લાગ્યું, જ્યારે ઝીગફ્રીદે જોયું કે રાજા ગુન્થર અંદેશામાં પડયો હતો ત્યારે તેણે તેને કહ્યું.

બરગન્દી નરેશ તમો શામાટે ઉદાસ દેખાઓ છો? તમો ચિંતા ના કરો! શત્રુનું બળ ગમે એટલું મોટું હશે તોપણ મને એક હજાર સ્વાર આપો, અને હું તેમને મારી કાઢીશ.

આથી રાજા ગુન્થરના ચેહરાપરથી ઉદાસી જતી રહી. અને તેણે ઝીગફ્રીદનો હાથ પોતાના હાથમાં લઈ કહ્યું, મારા વહાળા મેહમાન! તમારા સખુનો માટે આભારી છું. મારા સઘળા સ્વારો તમારી સાથે આવશે. મારો ભાઇ ગરનોટ, હેગન અને બીજા હજારો જેઓએ પોતાની લડાયક કળા સાબેત કરી આપી છે.

તુરતજ પેહલવાનો અને ઘોડાઓ લડાઈ માટે તૈયાર ઉભા અને હેગનની સરદારી હેઠળ આખું લશ્કર પૂર્વ તરફ કુચ કરવા લાગ્યું જ્યાં રાજ્યની સીમાભણી શત્રુનો હુમલો થવાનો ભય હતો.

જ્યારે લશ્કરે શત્રુની બખ્તરી ટોપી તડકાંમાં ચલકતી જોઇ તેવોજ હેગને ત્યાં થોભી જવાનો અને તંબુઓ ઠોકી પડવાનો હુકમ આપ્યો. સહવારનું ઝઝકળું થતાંજ ઝીગફ્રીદ ઘોડેસ્વાર થઈ શત્રુની બાતમી મેળવવાને આગળ વધ્યો. એક સ્વાર સુંદર બખ્તર પેહરેલો તેની સામે આવ્યો. ઝીગફ્રીદે પોતાના ઘોડાની બાજુઓમાં એડી લગાવી શત્રુના જાસુસ સાંમે વિજળી માફક પહોંચી ગયો.

તે એક બહાદૂર માણુસ હતો જે પેહલવાની હિંમત ધરાવતો હતો. પણ નીબલુનગનની ઉત્કૃષ્ટ તલવાર બામુંગના સખત ફટકા તેનીપર પડવા લાગ્યા; શત્રુની ઢાળ અને બખ્તર ભાગી ગયાં, અને બખ્તર તળેથી રાતું લોહી વેહતું દેખાયું.

જખમી થયલા માણુસે બૂમ પાડી હું તમારો કેદી છું અને સુલેહ ચાહું છું. ઝીગફ્રીદે તેને જીવતદાન બક્ષ્યું અને તેનાં હથીઆર ઉતરાવી લીધાં. હથીઆર વગરના કેદીએ કહ્યું નેધરલૅન્ડનાં લૉર્ડ ઝીગફ્રીદ, એક કિમતી શિકાર તમોને હાથ લાગ્યો છે. હું દેનમાર્કનો રાજા લીડગાસ્ટ છું; અફ્સોસ! મારી પ્રજા માટે.

આ ખબરથી ઝીગફ્રીદ ખુશ થયો અને કેદી રાજાને છાવણીમાં લઈ જવાનો વિચાર કર્યો; પણ રસ્તામાં ત્રીસ સ્વારો ભાળા અને તલવાર સાથ તેનીપર તૂટી પડયા. એક સખત લડાઇ ચાલી રહી.

એક આખી ટોળી સામે એક માણુસ લડતો હતો પણ આ એક માણુસ ભયંકાર અજદાહોને જેર કરનાર હતો, અને શત્રુની આખી ટોળી તેની તલવારથી નાશ પામી, માત્ર એકજ જન મોતનાં જડબાંમાંથી નાહસી છુટવાને નસીબવંત થયો.

જ્યારે ઝીગફ્રીદ કેદી રાજા સાથે છાવણીમાં આવ્યો ત્યારે બરગન્ડીઅનોએ ખુશાલીના પોકારો કર્યા.

બીજે દહાડે સહવારના પહોરમાં બરગન્દીનું લશ્કર શત્રુ સામે લડવાને ઘણીજ ઉલટ સાથ આગળ વધ્યું.

ઝીગફ્રીદે સામે થનારાઓને જમીનદોસ્ત કરી ત્રણ વખત શત્રુ વચ્ચેથી પોતાનો માર્ગ કાઢયો, તેનું જોઇ બહાદૂર બરગન્દીઅન પહેલવાનો હેગન અને ગરનોટ પણ પછવાડેથી ધસ્યા.

શત્રુ વચ્ચે ભય સમેત તરખાટ મચી રહ્યો; તેઓ પાછા હઠયા અને નહાસવા લાગ્યા પણ રાજા લીડગરે ફરીથી લડવા જવાને તેમને ફરજ પાડી.

ઝીગફ્રીદ સેકસનીના રાજા તરફ ધસ્યો. ટુંક લડાઇ પછી લીડગર જખમી થયો અને હથીઆર છોડી ઝીગફ્રીદના હાથમાં કેદ પકડાયો. પોતાનો સરદાર પકડાયલો જોઇ લશ્કરે પોતાનો જીવ બચાવવા નહાસવા માંડયું. ઘણાઓ કેદ પકડાયા, મોટો ભાગ નહાસી જવા પામ્યો અને લડાઇને અંત આવ્યો.

ફત્તેહના વાવટાઓ સાથ બરગન્દીઅનો રહાઇન નદી તરફ પાછા ફર્યા. લશ્કરની આગળ આગળ રાજાને અને તેની પ્રજાને ખુશ ખબર પહોંચાડવાને કાસદો ઝડપથી જઇ પહોંચ્યા. બરગન્દીનાં રાજ્યમાં ખુશાલી ફેલાઇ ગઇ. રાજા ગુન્થરે મહેલ અને શહેરને શૉંગારવાનો હુકમ આપ્યો કે જેથી ફત્તેહ સાથ આવનારાઓને ઘટતો આવકાર મળે. રંગબેરંગી વાવટાઓ મીનારાઓપર અને તંબુઓપર ઉડી રહ્યા હતા ત્યારે 'વ્હીતસનતાઇદ' નો તેહવાર હતો. શહેરમાં અને 'કૅસ્તલ' તરફ ખુશાલ ટોળાં જમા થવા લાગ્યાં. રાજા ગુન્થરે પોતાનાં ફત્તેહમંદ લશ્કરને અને આનંદી બનેલાં લોકને મોટું ખાણું આપ્યું. દરેક જન શું અદના કે આળાને રાજા તરફથી આવકાર મળતો હતો. સુંદર રાજધાની શહેરમાં જોવા લાયક દેખાવ થઇ રહ્યો !

લડાયક રમતગમતોમાં બહાદૂર પેહલવાનો પોતાનાં ભપકા-ભરેલાં હથીઆરો સાથ એક બીજા સામે ઉતરતા હતા. ગવૈયાઓ ગાણું લલકારતા; તંબુઓ આગળ ખેડૂતો અને ગામડયાઓ રંગબેરંગી પોશાકોમાં નાચ કરતા હતા. રાજાનાં પીપોમાંથી વાઇન ધમધોકાર વેહતો રહેતો, સઘળાં ખુશ-ખુશાલ બની રહ્યાં હતાં.

મહેલના દરવાજા આગળ ક્રીમહીલ્ડ પોતાની મા સાથ આવી ઉભી હતી. રાજવંશી કુમારીકાને જોવાને પેહલવાનો આગળ ધસતા હતા! અને ખરેખર, તેણીને જોઇ તેમનું હૈયું હરખાતું. તેણીને જોઇ ઝીગફ્રીદ એક તંબુ આગળ વિચારમાં ગરક થયલો ઉભો હતો. તેણે એક દેવીને જોઇ એમ માન્યું અને તે હળવેથી બોલતો હું આ રાજકુંમારીને ચાહું છું અને તેણી જો મારી ન થાય તો સેકસનીમાં લડાઇ લઇ જઇ હું ત્યાં મરી જઇશ.

રાજા ગુન્થર આગળ ગરનોટે જઇ કહ્યું, ભાઇ, જુઓ! પેહલવાન ઝીગફ્રીદ વિચારમાં ડૂબેલો દેખાય છે. લડાઇનું ફત્તેહમંદ સેવટ મોટે ભાગે તેનેજ આભારી છે. તેની આંખો ક્રીમહીલ્ડપર બાઝી રહી છે, તેથી આપણી બહેને જઇને પેહલવાનનો ઘટતો સત્કાર કરવો જોઇએ.

ગુન્થરે જવાબ દીધો, ભાઇ ગરનોટ તમે ઠીક કહ્યું. પેહલવાન ઝીગફ્રીદ ખાણીપીણી ચાલુ રહે ત્યાંસુધી આપણી બહેનનો 'નાઇટ' ગણાશે.

શરમાળ ચેહરે ક્રીમહીલ્ડ પેહલવાન આગળ ગઇ. પોતાનો ધ્રુજતો હાથ તેને આપ્યો અને અચકાતાં કહ્યું: નેધરલૅન્ડના લૉર્ડ ઝીગફ્રીદ ભલે પધાર્યા.

હવે તેણે પોતાની આંખો ઉંચી કીધી અને બંનેએ એક બીજાં તરફ જોયું. તેણીએ ધ્રુજતા અવાજે કહ્યું ખાણીપીણી પૂરી થાય ત્યાંસુધી તમોને મારા 'નાઇટ' ગણું

છું. ધામધુમના બાર દહાડા ઝીગફ્રીદ રાજકુમારીની બાજુ-એજ દેખાતો હતો, અને બંને પોતપોતાના દિલમાં ઇચ્છતાં હતાં કે તેનો છેડોજ ન આવે તો સારૂં. પણ ખુશાલીનો ગમે એટલો વખત ટુંકોજ લાગે, અને બાર દિવસ સપા-ટામાં ચાલ્યા ગયા.

ક્રીમહીલ્ડે પોતાના દરજ્જાવંત 'નાઇટ' ની છુટા પડતાં રજા લીધી અને સ્ત્રીઓનાં દીવાનખાનામાં એકાંત રહેવા ફરીથી ગઇ. બીજા સ્વારો સાથ મુસાફરીએ નીકળ-વાને ઝીગફ્રીદે તૈયારી કીધી. તેનો ઘોડો જીન સાથ તૈયાર ઉભો હતો, અને તે રાજા રાણીની રજા લેવાને ગયો. પણ જવાન ગીસ્લર જે ક્રીમહીલ્ડનો માનીતો નાનો ભાઈ હતો તેણે તેને વધુવાર રહેવાને દિલોજાનીથી વિનંતિ કરી અને બોલ્યો: મારી બહેનની રજા લયા વગર તમે અહીંથી જવા નીકળો છો? હું ધારૂં છું કે રાજકુંવરીના દિલમાં તમારે માટે પ્યાર વસેલો છે.

ઝીગફ્રીદે કેટલાં ખુશાલ દિલે સાંભળ્યું! પોતાના સ્વારો-ને કહ્યું ઘોડાપરથી ઉતરી પડો! ઘોડાઓને તબેલામાં મોકલો! આપણે અહીંઆંજ રહીશું!

જવાન ગીસ્લર આનંદથી હસ્યો.

---

## બ્રુનહીલ્ડ.

ખુબસુરત બ્રુનહીલ્ડ જે ઉત્તર તરફ આઇસલૅન્ડની રાણી તરીકે રાજ્ય કરતી હતી, તેણી વિષે વર્મસમાં ખબર આવી. બ્રુનહીલ્ડ એક પહેલવાન કુમારીકા હતી; ભાલો ફેંકવામાં, ઉંચે કુદવામાં અને પત્થર ઘુમાવવામાં તેણીએ જોરાવરમાં જોરાવર માટીડાઓપર ફત્તેહ મેળવી હતી, અને કોઇપણ પહેલવાન તેણીને લડાઇમાં ત્રણવાર હરાવે તે સિવાય

કોઇ બીજા સાથ પરણવાની ના પાડતી હતી, તેણી ધારતી હતી કે સૂર્ય તળે એવો કોઇપણ હતો નહીં; અજગરોને મારનાર ઝીગફ્રીદ, જેનાં બળ માટે અજબ વાતો તેણીએ સાંભળી હતી તે પણ તેણીપર જીત મેળવી શકે નહીં એમ તેણી માનતી હતી. મુસાફર ગવઇઆઓ બ્રુનહીલ્ડની ખુબસુરતી અને બળની વાતો ફેલાવતા હતા અને જ્યારે રાજા ગુન્થરે તેણી વિષે સાંભળ્યું ત્યારે આઇસલૅન્ડ જવાને અને કુમારીકા સાથ લડવાને તેણે ઇચ્છયું. ત્રાંજના હેગને કહ્યું: સાહેબ, તમારી ઇચ્છા સફળ થાઓ! તેણીને પરણેતર તરીકે લાવવાને આપણી સાથે બહાદૂર ઝીગફ્રીદને લઇ જવો જોઇએ.

ઝીગફ્રીદ બોલ્યો, રાજા ગુન્થર પોતાની બહેન ક્રીમહીલ્ડને મારી સાથ પરણાવે તો બ્રુનહીલ્ડપર જીત મેળવવાને હું ખુશીથી મદદ કરીશ.

એક રાજાના બોલ સાથ હું વચન આપું છું, ગુન્થર બોલી ઉઠયો, અને પોતાનો જમણો હાથ તેને આપ્યો. નોકરો, ઘોડાઓને વહાણપર લઇ ગયા; તેમની પાછળ રાજા ગુન્થર, ઝીગફ્રીડ અને હેગન ગયા, માત્ર એટલાજ જને જવું એમ ઝીગફ્રીદે સલાહ આપી હતી; લંગર ઉંચકયું અને દરબારીઓના જયનાદ સાથે સહવારના ઝળકાટ વચ્ચે વહાણ દમામથી દરીઆમાં ચાલું થયું.

સફરના બારમા દિવસે સહવારે પહેલવાનોએ દરિયાની વચ્ચેથી એક ઉંચી 'કૅસ્તલ' જોઇ. વહાણને બંદરમાં લઇ જવામાં આવ્યું, અને લંગર નાખ્યું. તેઓએ 'કૅસ્તલ' ની બારીએ કેટલીક કુમારીકાઓને ઉભેલી જોઇ, જેઓમાં બ્રુનહીલ્ડ પણ હતી જેણીની ખુબસુરતી અને દમામદાર દેખાવપરથી રાજાએ પેહલીજ નજરે તેણીને પીછાણી.

રાજા ગુન્થર અજબ થતાં બોલી ઉઠયો, જુઓ પેલી ખુબસુરત રાજકુંવરી!

હેગન પણ મુગ્ધમંતર બની અજબ થતાં જોતો આખરે બોલ્યો, ખરેખર સખતમાં સખત લડાઈ કરીને પણ તેણી જીતવા લાયક છે! માથાંપર તાજ પહેરવા લાયક એનાં કરતાં બીજી કયાં મળી શકે?

પહેલવાનો ઘોડેસ્વાર થઇ ધીમે ધીમે કૅસ્તલ તરફ જવા લાગ્યા એટલે બ્રુનહીલ્ડ તેમને તપાસીને જોતી હતી. પોતાનું મગરૂર માથું કાંઇક પ્રસનતાથી નમાવીને આસ-પાસનાઓને કહ્યું, કોઇ તોખમદાર પરોણાઓ લાગે છે, જેઓ મારી દરબારમાં આવે છે.

તેઓમાં સર્વથી ઉમદા પેલો તેજસ્વી આંખ અને ઝળકતા વાળવાલો લાગે છે; તે કોઇ રાજકર્તા હોવો જોઇએ, મારા દરબારીમાંથી કોઇ મને તેની ખબર આપી શકશે? એક બુઢ્ઢા દરબારીએ જવાબ દીધો, અજદાહોને માર-નાર અને નીબલુનગનનો ખજાનો મેળવનાર ઝીગફ્રીદ સિવાય તે કોઇ બીજો હોય નહીં.

બ્રુનહીલ્ડે ધમકીભરેલી રીતે પોતાનું માથું ઉંચું કર્યું અને બોલી, ત્યારે શું ઝીગફ્રીદ મારી સામે લડવાને આવ્યો છે? ખરેખર ગમે એટલો જોરાવર હોય તો પણ તેનું મોત તેને અહીં લાવ્યું છે! મારો લડાઇનો પોશાક અને હથી-આરો લાવો કે લડાઇમાં જલદીથી ફડચો થઈ જાય!

હલકું બખતર અને લોખંડી ટોપી પેહરી લઇ સાતસો બહાદૂર સ્વારોને સાથે લઇ ચૉકમાં પરોણા હતા ત્યાં ગઇ. ઝીગફ્રીદ તરફ ફરીને કહ્યું, આઇસલૅન્ડમાં ભલે આવ્યા લૉર્ડ ઝીગફ્રીદ. દલેર અજદાહો મારનારને નજરેનજર જોતાં મને આનંદ થાય છે. હવે મને કહેશો કે દરીઆની લાંબી મુસાફરી શા કારણે કરવી પડી?

ઝીગફ્રીદે ઉત્તર વાળ્યો, રાણી બ્રુનહીલ્ડ તમારા આવ-કાર માટે આભારી છું. તો પણ મને પહેલા આવકારનું માન

ઘટતું નથી, આ મહાન ઇસમને ઘટે છે. એ બરગન્ડીના રાજા ગુન્થર, મારા ઉપરી રાજકર્તા છે અને તમારી સાથ લડાઇ કરી તમારો પ્યાર જીતવા ઇચ્છે છે.

બ્રુનહીલ્ડે ઘણીજ અજબ થઇ કહ્યું, શું? મહાન ઝીગફ્રીદ ત્યારે એક ખંડયો રાજા કે? આ વાત મારા માનવામાં આવતી નથી. હું તો ધારતી હતી કે અજદાહોને જેર કરવાની કીર્તિ મેળવનાર એક ઘણોજ મોટો રાજકર્તા હતો. ખેર, હશે! વારૂ ત્યારે રાજા ગુન્થર મારી સામે લડવાની હિંમત કરે છે, તો એને એના મોતને મળવા દો. લાવો મારાં હથીઆરો અને સ્વારોને લડાઇનું ચોગાન ઘેરી ઉભા રાખો!

પછી ચાર માટીડાઓ એક ઢાળ લાવ્યા, બીજા ત્રણ જન ભાળો લાવ્યા, અને બાર જન મળીને એક ખડકસરખો મોટો પત્થર ઉંચકી લાવ્યા. આ બ્રુનહીલ્ડનાં લડાયક રમતમાં વાપરવાનાં હથીઆર હતાં; એજ હથીઆરો વડે તેણીના વિરોધીએ પણ લડવાનું હતું. આ જોઇ બહાદૂર હેગનના હાંજા ગગડી ગયા. આ તઇઆરીઓ ચાલતી હતી ત્યારે ઝીગફ્રીદ કોઈ જોય નહીં તેમ સટકી જઈ વહાણુપર ગયો અને બખ્તર પેહરી લઇ અદ્રશ્ય, રાજા ગુન્થરની બાજુમાં જઇ ઉભો. તેણે ડરી ગયેલા રાજાને હાથવટી ઇસારત કરી શાંત કર્યો અને તેના કાનમાં કહ્યું ધીરજ રાખો રાજા ગુન્થર! હું તમારી પાસેજ છું અને તમારે માટે લડીશ, ફત્તેહ આપણીજ છે.

બ્રુનહીલ્ડે હાથે ઇસારત કરી કે તુરતજ તેણીના સ્વારો લડાઇનું ચોગાન ઘેરી ઉભા, તેણીએ પોતાની બાંય ઉંચે ચઢાવી પેલો ભારી ભાળો ઉઠાવ્યો, અને જમણા હાથે પોતાના વિરોધી તરફ જોરથી ફેંકયો. તુરતજ તે સનસન કરતો હવામાં પસાર થઇ ગુન્થરની ઢાળ સાથ એટલો તો

જોરથી અફડયો જેથી ઢાળના ટુકડા થઇ ગયા અને ગુન્થર અને ઝીગફ્રીદ ઘવાયા વિના જમીનપર ગોલાંટ ખાઇ પડયા. ઝીગફ્રીદના મોંહ આગળથી લોહી નીકળતું હતું પણ તેણે તેની પરવા કરી નહી; રાજાને ઉઠાડયો, અને બ્રુનહીલ્ડનો ભાળો ઉંચકી લઈ તે એવો તો જોરથી ફેંકયો કે તેના આંચકાથી કુંવરી ફીક્કા ચેહરા સાથ ધુંટણપર પડી ગઈ.

વિજળી માફક તેણી ઉઠી, પોતાની ગરદનપરના કાળા વાળ એવા તો હીલવ્યા કે સાંપો નાચતા હોય એમ લાગ્યું, પછી પોતાની ચમકારા કાઢતી આંખોથી ભયભીત દેખાતી પોકારી ઉઠી, રાજા ગુન્થર આ ભાળો મારવાનો સ્વાદ તું જલદી ચાખશે.

ભોંયપરથી પેલો ખડક જેવડો પત્થર ઉંચકી લઇ દડો ઉછાળે તેમ રમવા લાગી અને પછી ચોવીસ વાર જેટલો દૂર ફેંકી પક્ષિ ઉડે તેમ તેની પૂઠે દોડી ઝીંલી લીધો અને ફત્તેહની મગરૂરીથી હસીને પોતાનાં ખભાં તરફથી ફરીને રાજા ગુન્થર તરફ જોવા લાગી.

ચોગાંનમાંથી શાબાશીના પોકારો થઇ રહ્યા; સઘળાઓ માનતા કે ગુન્થર હાર્યો, માત્ર ઝીગફ્રીદ એમ માનતો નહીં. તેણે પત્થર ઉંચકી લઇ દૂર ફેંકયો અને કલ્પી ન શકાય તેમ ઝડપથી દોડી ઝીલી લીધો. બ્રુનહીલ્ડ પથર થઇ ગઇ હોય તેમ ચંબ ઉભી. તેણીનો ચેહરો ફીકકો પડી ગયો, તેણીના પહેલવાન જેવાં જોરાવર શરિરમાં ધ્રુજરી લાગી; મોત જેવી ચુપકીદી સઘળે પંથરાઇ રહી.

તેણીએ ખોખરા અવાજે કહ્યું રાજા ગુન્થર તમે જીત્યા છો! અને રાતીપીળી બની તેની સામે જોયું. હું હવે તમારી સ્ત્રી થઇશ, મારા દરબારીઓ! બરગનદીના પ્રબળ રાજાને તમારો રાજપતિ ગણી માન આપો.

સઘળાઓએ ખુશીથી સાંભળી વફાદારીના સોગંદ લીધા. તેટલાં ઝીગફ્રીદ ચોગાનમાંથી સટકી જઇ વહાણુપર ગયો અને પોતાનું બખ્તર કાઢી નાંખ્યું. જાણે અકસમાતથી આવી ચઢયો હોય તેમ તે પાછો આવ્યો, અને દરબારીઓ રાજા ગુન્થર આગળ ઘુંટણુ મંડી માન આપતા જોઇ અજબ થઇ બોલ્યો: મારી આંખો આગળ એક પસંદ પડતો દેખાવ થઇ રહ્યો છે! ફત્તેહમંદ બરગન્દીના રાજાની જય! રાણી બ્રુનહીલ્ડની જય! હવે રાહીન નદીપરનાં વર્મસ શહેરનાં રાણી તરીકે એવણુ રાજ્ય કરશે.

પેહલવાન કુમારીકાએ તેની તરફ ઉદાસીથી જોયું. નસીબદેવીની ઇચ્છા સામે તેણીની મગરૂરી બંડ ઉઠાવી રહી. દિવસ પછી દિવસ તેણી સફરે નીકળવાનું મુલતવી રાખતી, પણ આખરે રાહીન પ્રદેશ જવા પોતાની સાહેલીઓ સાથ તૈયારી કીધી.

વહાણુ ધીમે ધીમે રાહીન નદી તરફ સઢ ચઢાવી ચાલવા માંડયું, એટલામાં ઝીગફ્રીદ પોતાના વીસ નીબલુનગન સ્વારો સાથ બાદશાહી જોડાંની વર્મસ ખાતેની આમદ જાહેર કરવાને દોડી પહોંચ્યો.

મહેલ અને શહેર ઝડપથી ભપકા ભરેલી રીતે શીંગારવામાં આવ્યાં. વહાણુ બંદરમાં દાખલ થતાંજ ગર્જના થતી હોય તેમ વાતાવરણુ ખુશાલીના પોકારોથી ગાજી રહ્યું.

કિમતી ગાલીચા વહાણુ સુધી પાંથરવામાં આવ્યા, અને ગુન્થર અને બ્રુનહીલ્ડ સ્વદેશને કિનારે ઉતર્યાં.

ગરનોટ અને ગીસ્લર, રાણીમાતા ઉત અને ક્રીમહીલ્ડ તેમને સાંમે લેવા ગયાં, અને બન્નેને કોટી કરી ચુમી લઇ આવકાર આપ્યો.

રાણીમાતા ઉત પોતાના પરોણાઓ સાથે સુંદર રીતે સણુગારેલા જમવાના હૉલમાં ગયાં. સઘળાંઓ મેજ આગળ

જગ્યા લય તે અગાઉ ઝીગફ્રીદ રાજા આગળ ગયો અને કહ્યું, ઓ ગુન્થર! આપણા વચ્ચેની સરત યાદ કરો. બરગન્દીના રાજમેહલમાં તમોને વરવાને બ્રુનહીલ્ડ આવી પુગી છે, તેથી તમારાં વચન પ્રમાણે તમારી બહેન ક્રીમહીલ્ડનું વેશવાળ મારી જોડે કરી આપો! ગુન્થરે જવાબ દીધો, તુરતજ કરવામાં આવશે, અને ખુબસુરત ક્રીમહીલ્ડને બોલાવી પોતાની માતા અને ભાઇઓ ગરનોટ અને ગીસ્લર, તથા બ્રુનહીલ્ડ અને ઝીગફ્રીદની હજુરમાં દરબારીઓને આજુબાજુ ઉભા રહેવાનું ફરમાવી, ક્રીમહીલ્ડને ઝીગફ્રીદની બાજુએ રહેવાનું કહ્યું, અને મોટે અવાજે બોલ્યો: બેવડી શાદીનો પ્રસંગ આપણે ઉજવશું. તમો સર્વ આ બીજું જોડું જોવ છો; નીબલુનગન અને નેધરલૅન્ડના રાજા ઝીગફ્રીદ બરગન્દીની કુંવરી ક્રીમહીલ્ડને ચાહે છે, તેથી તેમનું વેશવાળ ગંભીરાઇથી કર્યે છીએ! તમારા બન્નેના હાથ એક બીજાને આપી ગાંઠ મજબુત સાંધો!

દરબારીઓના જયનાદથી દીવાનખાનું ધુજી રહ્યું. બ્રુનહીલ્ડ સિવાય સઘળાંના ચેહરાપર ખુશાલી પ્રગટેલી હતી. તેણીનો મગરૂર આત્મા સમજી શકતો નહીં કે એક રાજા પોતાની બહેનને પોતાના ખંડીઆ સાથ કેમજ અદરાવે! તેણી ઉદાસીથી આજુબાજુ જોતી હતી ત્યારે ગુન્થરે તેણીને પુછ્યું શામાટે તેણી ખુશાલ દેખાતી હતી નહીં, ત્યારે તેણી બોલી, માન પામેલો સારો રેવાજ શરમ ભરેલી રીતે તોડવામાં આવે ત્યારે હું કેમ ખુશાલ દેખાઇ શકું.

રાજાએ પુછ્યું, એવું કામ કોણે કર્યું છે?

ગુન્થર, તમે પોતેજ એમ કર્યું છે. જર્મનીમાં કયારે એવો રેવાજ હતો કે જેથી એક રાજા પોતાની બહેનને એક નોકર સાથ અદરાવે.

ગુન્થરનો ચહેરો કાંઇક ઉતરેલો લાગો અને ધ્રુજતા અવાજે કહ્યું, ઝીગફ્રીદ મારો ખંડણ્યો છે, પણ તે કાંઇ રૈયતમાંનો માણસ નથી. મારીજ માફક તે વંશપરંપરા રાજાજ છે.

બ્રુનહીલ્ડે મજાક કરતાં કહ્યું વંશે રાજા તોપણ ખંડણ્યો તો ખરોજ.

ગુન્થરે કહ્યું, તમને આગળ ચાલતાં સઘળું જણાશે. બ્રુનહીલ્ડ ચુપ રહી. કાંઇપણ મારાથી છુપાવવામાં આવે છે, તેણી મનમાં બોલી, અને આ ભેદી બાબદમાં ઉદાસીથી વમાસવા લાગી. રાજા ગુન્થરની સ્ત્રી થવાને હું બરગન્ડી આવી છું તોપણ ફરજ પડયા સિવાય હું તેને વરીશ નહીં, ગમે એટલી સમજાવત ધાક ધમકી છતાં હું તેની ખાહેશ પ્રમાણે ચાલીશ નહીં. તેણીએ રાજાને એટલો તો હંફાવ્યો કે તેની તરફથી ઝીગફ્રીદે બીજીવાર તેણીપર જીત મેળવી અને જણાય નહીં તેમ તેણીનો પટો અને વીંટી લઇ લીધાં.

તેણીની મગરૂરીને ફટકો પડયો, અને વિચાર્યું કે જયારે ગુન્થરે તેણીપર જીત મેળવી હતી ત્યારે હવે તેણીએ એક તાબેદાર ધણીઆણી થવું જોઇએ.

ગુન્થર અને બ્રુનહીલ્ડ કરતાં ઝીગફ્રીદ અને ક્રીમહીલ્ડ વધારે નસીબવંત હતાં. ખાણાંપર સર્વથી આનંદી તેઓ દેખાતાં અને મગરૂર બ્રુનહીલ્ડને તેમની અદેખાઇ લાગતી. તેણીની ગરૂરીએ ઉછાળો માર્યો અને ગુસ્સાથી બબડી: છટ! ગમે તે પણ મારા વરનો નોકર તો ખરોજ! રફતે રફતે લગ્નની ધામધુમ પૂરી થઇ અને પરોણાઓએ જવાની તૈયારી કરવા માંડી. ઝીગફ્રીદ પણ જવા માંગતો હતો અને ક્રીમહીલ્ડ સાથ જઇને રાણીમાતા ઉત અને તેણીના દીકરાઓની રજા લીધી, અને પોતાના સોબતીઓ સાથ ઉત્તર તરફનો રસ્તો લીધો.

રાજવંશી જોડાંને ઝૅનતનમાં બહુજ ખુશાલીભરેલો આવકાર મલ્યો !

સઘળાંઓ ક્રીમહીલ્ડની ખુબસુરતી જોઇ અજબ થતાં, અને ઝીગફ્રીદે જલદીથી સઘળાંનું દિલ જીતી લીધું. પોતાના બાપની જગ્યાએ તખ્તપર આવતાં એવાં તો ડહાપણ અને નરમાસથી રાજપાટ ચલાવ્યું કે તેની કીર્તિ છેક દૂરના દેશોમાં પ્રસરી રહી.

## વર્મસની મુલાકાત.

એક સુંદર સહવારે ક્રીમહીલ્ડ પોતાના મહેલની બારીએ બેઠી હતી.

રાજા ઝીગફ્રીદ તેણી આગળ આવ્યો અને કહ્યું, કોઇ બેગાના સ્વારોની ટોળી મહેલ નજદીક આવતી હતી, જલદીથી તેઓ દરવાજા આગળ આવી પહોંચશે.

રણસીંગડાનો અવાજ સંભળાયો અને પૂલ નીચે ઉતરતાં સાંકળોનો ખખડાટ થયો. મહેલના ચૉકમાં એક દમામદાર સરદાર સાથે ત્રીસ સ્વારો આવી લાગ્યા.

ઝીંગફ્રીદ બારીએથી નજર ફેંકી બોલી ઉઠયો. ખુશ થાઓ, તમારા સ્વદેશીઓ આવેલા લાગે છે. હું ઘરડા કાઉન્ટને ઓળખું છું અને તેની સાથના કોઇ કોઇ સ્વારને પણ પીછાણું છું.

ક્રીમહીલ્ડે અચરતીથી પુછ્યું, તેઓ આપણી માટે શું સંદેશો લાવ્યા હશે ?

ઝીગફ્રીદ બોલ્યો, તે જલદી જણાઇ જશે અને ચૉકમાં પરોણાઓ આગળ ઝડપથી ગયો. તેઓને મિત્રાચારીભરેલો આવકાર આપી કાઉન્ટને ક્રીમહીલ્ડ આગળ દીવાનખાનામાં લાવ્યો.

રાણીએ માનવંત સરદારને સલામ કરી બેસવાને ખુરસી આપી.

પણ તે બોલ્યો, મારો સંદેશો પહોંચાડવા અગાઉ હું બેસીશ નહીં. રાજા ગુન્થરે મને ઝૅનતન ખાતે ઝીગફ્રીદ અને ક્રીમહીલ્ડને પોતાની અને રાણીની દિલોજાન સલામ સાથે વર્મ્સ ખાતે પધારવાને પોતાનાં વહાલાં સગાંઓને આમંત્રણ કરવા મોકલ્યો છે.

રાણીમાતા ઉત અને તેણીના દીકરાઓ ગરનોટ અને ગીસ્લર પણ દિલોજાનીથી તેવીજ આરજુ રાખે છે. સઘળાંઓ લાંબો વખત છુટાં પડયા પછી તમોને પાછાં જોવાં ઇચ્છે છે.

ઝીગફ્રીદે કહ્યું તમો જે સારો સંદેશો લાવ્યા તે માટે તમારો આભાર માનું છું. હવે તમને ગમે ત્યાં સુધી મારા માનવંત પરોણા તરીકે અહીંઆં રહેશો. હું આશા રાખું છું કે પસંદ પડતો જવાબ હું તમને આપી મોકલીશ.

ક્રીમહીલ્ડે પણ કાઉન્ટનો આભાર માન્યો અને પોતાની માતા, બ્રુનહીલ્ડ અને તેણીના ભાઇઓની ખબર પૂછી, ખાસ કરીને નાનો ગીસ્લર જે સઘલા ભાઇઓમાં તેણીનો વધુ માનીતો હતો તે શું કરતો હતો તે જાણવા માંગ્યું.

નવ દિવસ સુધી ઝૅનતનની દરબારમાં પરોણાઓ આનંદથી રહ્યા; તે પછી ઝીગફ્રીદે પોતાનો જવાબ તેમની કને કહેવાડયો કે ક્રીમહીલ્ડ તથા પોતાના બાપ ઝીગમુન્દ સાથ તે વર્મ્સ આવશે.

આ ખબરથી ગુન્થરની દરબારમાં ખુશાલી ફેલાઇ અને જ્યારે નેધરલૅન્ડનો રાજા એક હજારથી વધારે સ્વાર સાથ વર્મ્સ જઇ પહોંચ્યો ત્યારે ખુશાલીના પોકારોથી તેમને આવકાર આપ્યો.

પોતાને મળેલા આવકાર માટે સઘળા પરોણા ખુશ થયા અને શરૂઆતના દિવસો સુખશાંતિમાં પસાર થયા. હેગનની સરદારી તળે બરગનદીના પેહલવાનો લડાયક રમત ગમતોમાં પોતાની કળા દેખાડતા હતા; રાજાઓ પણ એક બીજા સામે પોતાનું જોર અજમાવતા હતા. દરેક જને જોઇ લીધું કે ઝીગફ્રીદ પોતાના હરીફપર ફત્તેહ મેળવતો હતો.

એક વેળા રાણીઓ બ્રુનહીલ્ડ અને ક્રીમહીલ્ડ મેહલની બારીએ બેસીને પહેલવાનોની હરીફાઇ જોતાં હતાં, ત્યારે ક્રીમહીલ્ડ કાંઇ ખુશ થતાં હસીને બોલી: બ્રુનહીલ્ડ જુઓ, ઝીગફ્રીદ, પહેલવાનો સામે કેવો ફત્તેહમંદ ઉતરે છે? આ સઘળાઓમાં કોઈ તેની બરોબરી કરી શકે તેવો નથી.

બ્રુનહીલ્ડ ચુપ રહી. તેણીની આંખો રાજાઓ તરફ હતી. ઝીગફ્રીદની પાસેજ ગુન્થર ઘોડસ્વાર થઇ ઉભો હતો અને તેનો દેખાવ દમામદાર હતો તે છતાં ઝીગફ્રીદ સાથ સરખાવતાં તે ઉતરતો લાગતો હતો. મગરૂર રાણી બ્રુન-હીલ્ડને આથી બહુ ચીરડાટ લાગતો હતો; તેણીએ જવાબ દીધો, ઝીગફ્રીદ ગમે એટલો પહેલવાન હોય તોપણ તમે કહો છો તેમ બીજા સઘળાઓ કરતાં તે ચઢીઆતો નથી. નીચે ચોગાનમાં એક સ્વાર છે જે ખરા નાઇટને ઘટે એવાં લક્ષણ-માં તેનાથી ચઢતો છે. તે રાજા ગુન્થર જે તેની કને ખંડણી લય છે તે છે.

ક્રીમહીલ્ડે અજબ થતાં પુછ્યું, તેની કને ખંડણી લેનાર? બરગનદીનાં રાણીજી તમે શું મજાક કરો છો?

બ્રુનહીલ્ડે પુછ્યું ઝીગફ્રીદ, ગુન્થરનો ખંડણ્યો છે, તે તમે ના પાડી શકો?

હા, હું તે ના પાડું છું! સર્વ જાણે છે તેમ ઝીગફ્રીદ નેધરલૅન્ડ અને નીબલુનગનનો આપખ્તીઆર રાજા છે.

તેણે પોતે એમ કહ્યું છે, બ્રુનહીલ્ડ બોલી, ગુન્થરે પણ એમજ કહ્યું.

તેમણે એમ કયારે કહ્યું ?

જ્યારે તે ગુન્થર સાથ આઇસલૅન્ડ આવ્યા હતા ત્યારે કહેલું. ઝીગફ્રીદ વહાણ ઉપરથી રાજાનો ઘોડો લઇ ગયા અને નોકર માફક રાજાની ખીદમતમાં હતા.

ક્રીમહીલ્ડ કેટલોક વખત મુગી રહી. ઘણીજ લાગણીથી તેણી બબડી, શું બરગન્દીનો રાજા—મારો ભાઇ—એટલો બધો પોતાનો દરજ્જો ભુલી ગયો કે પોતાની બહેનને એક ખંડીઆ રાજા સાથ પરણાવી ! અને બ્રુનહીલ્ડ એમ જાણીને પોતાના રાજકર્તા પતિને ધિક્કારતી નથી ?

આપણા લગ્નને દિવસેજ પૂરાણા સારા રેવાજને નહીં ગણકારવા માટે મેં કડવાં આંસુ ખેરવ્યાં. ત્યારથીજ જે બની ગયું અને ફેરવી શકાય નહીં તે હું ધિરજથી સહન કરૂં છું, બ્રુનહીલ્ડ બોલી.

ક્રીમહીલ્ડ ઉસ્કેરાઇને બોલી બરગન્દીનાં રાણી તમે કાંઇ ભૂલ કરો છો. કોઇએ એવી વાત જોડી કાઢી તમને ઠગ્યાં છે. તોપણ રાણી બ્રુનહીલ્ડ મને તો તમારી નોકરીમાંથી મુકત કરશોજ. રાજા ઝીગફ્રીદની સ્ત્રી એટલી મગરૂર છે કે કોઇની જરાક પણ તાબેદારી કબુલ રાખે નહીં.

રાણી બ્રુનહીલ્ડ બોલી, પ્યારાં ક્રીમહીલ્ડ તમે બહુજ ઉંચું પદ ધારણ કરવા માગો છો. અહીંઆં રાણી તરીકેનું માન મને એકલીનેજ ઘટે છે, અને ખચીત તે મનેજ મળતું રહેશે; હમણાં તો મને બહુજ ગુસ્સો આવેલો છે.

ક્રીમહીલ્ડ બોલી ઉઠી, મને પણ ગુસ્સો આવ્યો છે ! જેમને તમે ખંડયા રાજાની સ્ત્રી ગણો છો તે રાણી તરીકે આજ વર્તિ બતાવશે ! દેવળમાં હું તમારી આગળ જઇશ, જેમ

મારો હક છે, કારણકે મારો વર તમારા વર કરતાં વધારે ચઢીઆતો છે!

ખંડણ્યો રાજા પોતાના ઉપરી રાજાથી ચઢતો?

બ્રુનહીલ્ડે શાંતિથી કહ્યું આજ આપણ જોઇ લઇશું! તોપણ હું એટલું તમોને કહી દેઉં છું કે તમારા રસાલા સાથે મારાથી દૂરજ રહેજો, કારણકે રાણીઓ ખંડણ્યાઓની સ્ત્રી સાથે જાય તે ઘટતું કહેવાય નહીં.

ક્રીમહીલ્ડ બોલી ખચીત આપણે જુદાં જુદાં, દેવળમાં જઇશું, અને ચાલી ગઇ. તુરતજ પોતાની સાહેલીઓ અને દાશીઓને બોલાવી હુકમ આપ્યો કે કિમતીમાં કિમતી પોશાકનો શીંગાર કરી તૈયાર થવું. તેણીએ પોતે રાણીને છાજે એવો સુંદર પોશાક પેહર્યો અને પોતાના રસાલા સાથ દેવળ તરફ ચાલી.

બ્રુનહીલ્ડ પોતાની સાથવાળાંઓને લઇને આગળથી દેવળના દરવાજા આગળ ઉભી હતી. તેણીએ મગરૂરીથી ઝીગફ્રીદની સ્ત્રી તરફ જોયું, અને ક્રીમહીલ્ડ સલામ કર્યા વગર દેવળમાં જવા ઇચ્છતી જોઇ, તેણીએ પોતાનો હાથ ઉંચો કર્યો અને હુકમ કરતા અવાજે બોલી: સબર! ખંડણ્યાની સ્ત્રી! તારી રાણીની આગળ દેવળમાં દાખલ થવું તને સજાવર નથી!

ક્રીમહીલ્ડ તેણી આગળ ઉભી રહી અને કડવાસ અને ગુસ્સાથી કહ્યું, મુર્ગાજ રહેવામાં તમારૂં ડહાપણ હતું! જે વાત રાતના જેવા કાળા પડદા તળે ઢંકાઇ રહેત તે હવે જાણી લો: રાજા ગુન્થરે બહાદૂર બ્રુનહીલ્ડ પર લડાઇમાં જીત મેળવી હતી નહીં, પણ જોરાવર ઝીગફ્રીદ મારા પહેલવાન ધણીએ ફત્તેહ મેળવી હતી. પોતે બખ્તરથી અદ્રશ્ય બની, મરદનો અવતાર લેનાર ધાટકી સ્ત્રીનું નહેરત જોર તેણે તોડયું હતું.

ભય ઉત્પન્ન કરે એવી શત્રુ આગળ ચુપકીદીથી ટીકતી બ્રુનહીલ્ડ ઉભીજ રહી. જે ભેદ માટે વમાસણ કરતી તેણી લાંબો કાળ રહી હતી તે ખુલ્લો થતો લાગ્યો ! હાર ખાઇ બેઠી હોય તેમ તેણીએ પોતાનું માથું ઝુમાવી નાખ્યું, અને આ વાત હું ગુનથરને કહીશ એથી વધુ બોલી નહીં.

ક્રીમહીલ્ડે કપટથી ખુશ થતાં કહ્યું, જરૂરજ તેમને કહેશો ! એ વાત સાચી છે અને તે ના પાડશે નહીં. તમે મને ખંડણ્યાની સ્ત્રી કહી તેથી મેં તમને ઠગાઇ ગયલી સ્ત્રી તરીકે દેખાડી આપી આપણા વચ્ચેનો હીસાબ ચુકતે કર્યો.

હવે બ્રુનહીલ્ડની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી, ત્યારે ક્રીમહીલ્ડ પોતાની ફત્તેહ થઇ હોય તેમ પોતાના રસાલા સાથ દેવળમાં દાખલ થઇ.

બ્રુનહીલ્ડ સઘળી ક્રિયા પૂરી થવા અગાઉ દેવળમાંથી નીકળી દરવાજા આગળ ક્રીમહીલ્ડની વાટ જોતી હતી. તેણીને થોભાવી કહ્યું, ભરૂસેદાર સાક્ષીઓથી પૂરવાર ન થાય ત્યાંસુધી તેણીને તે એક નફ્ત ઠગારી ગણશે !

ક્રીમહીલ્ડે ઠઠ્ઠામાં હસીને પોતાનો હાથ ઉંચો કરી કહ્યું, આ આંગળીપર વીંટી છે તે તમે પીછાંણો છો ?

બ્રુનહીલ્ડે તે વીંટી પીછાંણી અને ફીક્કી પડી ગઇ; પોતાના લગ્નના દિવસથી તે તેણી કને હતી નહીં.

ક્રીમહીલ્ડે ટકોર કરી, જુઓ ! વીંટી તમે પીછાંણી અને આ પટો મેં બાંધ્યો છે તે પણ કદાચ પીછાંણશો. કિમતી ગોહરો એપર જડી લીધાં છે અને ખચીત, ઝીગફ્રીદે લડાઇમાં તમો કનેથી લીધો તે અગાઉ તમારે લાયકનોજ હતો. હાહાહા ! ખંડણ્યો ઝીગફ્રીદ આવડું મોટું બળ ધરાવતો હતો, પણ બરગન્દીના રાજા તો તેટલું બળ ધરાવતો હતોજ નહીં.

બ્રુનહીલ્ડ ધ્રુજવા લાગી, અને બુમ પાડી, કોઇ, રાજા ગુનથરને બોલાવો! આ હલકી સ્ત્રી ખરૂં બોલે છે કે તે વિષે તે ગવાહી આપશે! જો તે ચુપકીદી પકડે તો તેની અને અમારી સર્વની કમબખ્તી!

રાજા આવ્યો, અને બ્રુનહીલ્ડને રડતી જોઇ અજાયબી-થી બોલ્યો: શું થયું છે કે રાણી રડે છે.

બ્રુનહીલ્ડ બોલી, રાહીન પ્રદેશના રાજપતિ, તમારી બહેન ક્રીમહીલ્ડે મારી અને તમારી આબરૂ ધુળમાં નાંખી છે: તેણી કહે છે કે ઝીગફ્રીદે મારીપર લડાઇમાં જીત મેળવી છે, અને તેના પૂરાવામાં, મારી કનેથી લેવામાં આવેલો પટો અને વીંટી દેખાડે છે; કહો, તેણી જુઠ બોલે છે! નહીં તો હું પોતાને બરગન્દીની રાણી તરીકે વધુ વાર ગણીશ નહીં.

ગુન્થર, બ્રુનહીલ્ડની ગુસ્સાના ચમકારા કાઢતી આંખો જોઇ અવાચક બની ગયો.

ધીમે સાદે તેણે હુકમ કીધો, કોઇ, નેધરલૅન્ડના રાજા ઝીગફ્રીદને બોલાવી લાવો.

બ્રુનહીલ્ડે કરગરીને કહ્યું, અરે કહી દો કે તેણી જૂઠ્ઠ બોલી છે!

ગુન્થરે ગુસ્સે થઇ ફરમાવ્યું, નેધરલૅન્ડના રાજાને બોલાવો.

બ્રુનહીલ્ડ પોતાનાં કદની પૂરેપૂરી ઉંચાઇમાં ઉભી થઇ જઇ, તુચ્છકારથી ગુન્થર તરફ જોવા લાગી.

ઝીગફ્રીદ આવ્યો, અને રાણીની આંખોમાં આંસુ જોઇ દિલસોજીથી તેનું કારણ પુછ્યું.

ગુન્થરે જવાબ દીધો તમારી સ્ત્રીને લીધે આવું થયું છે. તેણીએ એવી વાત કરી છે કે મેં બ્રુનહીલ્ડપર જીત મેળવી

તેણીને મારી ધણીઆંણી બનાવી નથી, પણ તમે મારે માટે તેણીપર જીત મેળવી હતી. હવે કહો : શું તમે એ પ્રમાણે તેણીને કહ્યું હતું ?

ઝીગફ્રીદ બોલ્યો, નહીં, મેં માત્ર તેણીને એટલુંજ કહેલું કે મેં તમને લડવામાં મદદ આપી હતી.

બ્રુનહીલ્ડે પુછયું, નેધરલૅન્ડના રાજા તમે સોગંદ લેશો ?

ઝીગફ્રીદે ઉત્તર વાળ્યો, હા, હું સોગંદપર કહીશ. પછી દરબારીઓ આજુબાજુ ચક્રમાં ઉભા રહ્યા, અને તેણે પોતાનો જમણો હાથ ઉંચો કરી સોગંદ લીધા.

ગુન્થર બોલ્યો, ઝીગફ્રીદ, હું તમને સોગંદમાંથી મુક્ત કરૂં છું, અને પોતાનો જમણો હાથ તેને આપ્યો.

આ કમનસીબ બાબદમાં તમારો કાંઇ કસુર નથી. મારી બહેને આ કજીઆનો સાંપ જગાડયો છે.

ઝીગફ્રીદે કહ્યું, તે માટે હું દલગીર છું, ખરેખર તેણીને એ માટે પસ્તાવું પડશે ! આજ પહેલીજવાર હું મારી સ્ત્રીને ઠપકો આપી શરમાવી નાખીશ.

પહેલવાન ઝીગફ્રીદ ગુસ્સા સમેત આ પ્રમાણે બોલી, પોતાનાં દીવાનખાનાંમાં ચાલી ગયો. પછી હેગન, ગુન્થર અને તેના ભાઇઓ આગળ જઇ બોલ્યો, બરગન્ડીનાં રાજ-કુટુંબને ઝીગફ્રીદને લીધે શરમાવાનું થયું છે. માત્ર દોષિતનું લોહીજ આ કાળો ડાઘ ધોઇ કાઢી શકે; ઝીગફ્રીદને મારી નાખવો જોઇએ.

નાનો ગીસ્લર ગુસ્સે થઇ બોલ્યો : ઝીગફ્રીદનો આ બાબદમાં કાંઇ તકસીર નથી, આપણે તેના તરફથી પ્યાર અને વફાદારી સિવાય બીજું અનુભવ્યું નથી.

ગુન્થરે ઉમેર્યું, હા, મારો ભાઇ ગીસ્લર ખરૂંજ કહે છે, ઝીગફ્રીદનો વાંક નથી.

બ્રુનહીલ્ડ પોતાના ઓરડામાં એકલીજ બેસ્તી, અને સાંજે રાહીન નદીના કિનારાપર એકલી ભટકતી. તેણીને ઝીગફ્રીદનોજ વિચાર આવ્યા કરતો, અને મનની શાંતિ ખોહી દીધી હતી. તેણી બબડી, એને મારી નાખવોજ જોઇએ !

ઝીગફ્રીદને જ્યારે પણ જોતો ત્યારે હેગનનાં મનમાં પણ એજ ખ્યાલ આવતો કે તેને મારી નાખવો જોઇએ, અને દુષ્ટ ત્રોન્જર ( હેગન ) જ્યારે પણ ગુન્થર સાથ એકલો હોય ત્યારે તેને લાગેલી ખજાલતનીજ વાત કરી બોલતો, જ્યાં સુધી ઝીગફ્રીદ જીવતો છે ત્યાં સુધી બ્રુનહીલ્ડ માટે સુખનો દિવસ નથી. તેણી પોતાના ઓરડામાં એકલીજ બેસી રહે છે. ઝીગફ્રીદનાં મોત સિવાય બરગનદીનાં રાજ-કુટુંબ માટે સારો દિવસ આવશેજ નહીં.

એ પ્રમાણે નબળાં મનના ગુન્થરને ઘડી ઘડી કહી પોતાની મતલબ તરફ તેને ઢળાવતો, અને આખરે ફાવ્યો.

હેગનની ઝીગફ્રીદને મારી નાખવાની સુચના કબુલ રાખતાં ગુન્થરે પુછ્યું તેના જેવા બહાદૂરને પૂરો પડી શકે એવો માણસ ક્યાં મળશે ?

હેગને જવાબ દીધો, જોરથી નહીં પણ કળાથી નેમ પાર પાડી શકાશે. ઝીગફ્રીદ ભોળો છે, અને કોઇપર દગલ-બાજીનો શક લઇ જાય તેવો નથી.

લીડગર અને લીડગાસ્ટ ચઢાઇ લાવે છે, એમ જણાવ-નારા કાસદો ઉભા કરવા. ઝીગફ્રીદ તુરતજ આપણી સાથ લડાઇપર જવાને તૈયાર થઇ જશે, અને ક્રીમહીલ્ડ પોતાના ખાવીંદ માટે ચિંતાતુર બનતાં, જખમી થઇ શકે એવો તેનાં શરિરનો કયો ભાગ છે તે વિષે તેણીથી જાણી લઇશું. તે જણાતાંજ સૅકસનીના રાજા તરફથી સુલેહ માગતા કાસદો આવ્યા છે એવી વાત ફેલાવી, ઓદનવાલ્ડ જંગલમાં શિકાર કરવા જઇશું, ત્યાં ઝીગફ્રીદને મારી નાખશું.

ગુનથર અકળાઇ ઉઠયો, કેવી દોજખી યુક્તિ! એમ બોલતાં ગભરાટથી હેગન તરફ જોવા લાગ્યો.

નિર્દય દરબારી (હેગન) ઉભો થઇ ગયો, તેની આંખો-માંથી વિજળીના ચમકારા નીકળવા લાગ્યા અને કપટથી બોલ્યો, બરગન્દીના રાજવંશી તમો ધારેલાં કામથી પાછા હઠી જવા માંગો છો? ત્યારે પતિનો પ્યાર ખોહવાને તૈયાર રહો, મગરૂર બ્રુનહીલ્ડને હીણું લાગ્યું છે તે તેણી કદી ભૂલશે નહીં. તમે જો તેણીના હૃદયનું દુઃખ જોઇ શકો તો મારૂં કહેલું માન્યા વગર રહો નહીં.

હેગન, હું તમારૂં માનું છું, ઝીગફ્રીદ જીવતો છે ત્યાં સુધી બ્રુનહીલ્ડ મારાથી દૂરજ રહેશે. પણ ફરીથી હું પુછું છું: એવા પહેલવાનપર હાથ ઉંચકવાની કોણ હિંમત કરી શકશે?

હેગને દુષ્ટ મક્કમપણાંથી જવાબ દીધો, હું હિંમત કરીશ. પોતાને સૂર્યવંશી કહેવાડનારને હું ધિક્કારૂં છું, તો કિનો લેવાનું કામ પણ મારૂંજ છે!

## ઝીગફ્રીદનું મરણ.

લીડગર અને લીડગારસ્તે બરગન્દી સામે લડાઇ જાહેર કરનારા બનાવટથી ઉભા કરેલા કાસદો આવી પુગ્યા, હેગન લશ્કર તૈયાર કરતો હોય તેવો દેખાવ કરતો, અને ગુન્થર ચિંતાતુર બનેલો હોય અને રાતનું શીહા પક્ષિ ઘુવડરૂપ ચિંતા તેના માથા આગળ પાંખ ફફડાવી રહ્યું હોય તેમ દેખાવાનું કરતો.

ઝીગફ્રીદ આથી તેની આગળ આવ્યો અને કહ્યું, શું મામલો થઇ રહ્યો છે તે હું ન જાણું? તમે ચિંતાતુર દેખાવો છો: શું નજદીકમાં લડાઇનો સંભવ છે? ગુન્થરે પોતાની લબાડ જીભ ચલાવી કહ્યું મારા મિત્ર, તેમજ છે.

લીડગર અને લીડગાસ્ત મોટાં લશ્કર સાથ ચઢી આવવાની ધમકી આપે છે.

અમીરી ખવાસનો ઝીગફ્રીદ ગુસ્સે થઇ બોલ્યો, હિંચકારાઓ! તેમની કને દંડ લયા વિના આપણે તેમને છોડયા, તેનો તેઓ આવો પાડ વાળે છે. એનો સ્વાદ આપણે સારી પેઠે ચખાડશુ; હું લડાઇ માટે તૈયારી કરૂં છું.

મહેલના ચૉકમાંથી રણશીંગડાંનો અવાજ સંભળાયો; ઝીગફ્રીદે પોતાના સ્વારોને લડાઇ માટે તૈયાર થવાને ફરમાવ્યું. સ્વારો ખુશાલીના પોકારો કરવા લાગ્યા, ત્યારે શેઠાંણીઓ અને નોકરડીઓ કડવાં આંસુ ખેરવવા પડયાં. ક્રીમહીલ્ડ પણ પોતાના ઓરડામાં ઘણીજ ઉદાસ બની બેઠી હતી. એક જવળેજ દેખાયલો પરોણો તેણી આગળ આવ્યો, તે ત્રોન્જનો હેગન હતો.

તેણી ઘણી અજબ થઇ તોપણ મિત્રાચારીભરેલો આવકાર દીધો.

ક્રીમહીલ્ડ તમે રડયાં હોય તેમ લાગો છો, તમને ઝીગફ્રીદની ચિંતા લાગે છે કે? અજબ થતો હોય તેવો દેખાવ કરી હેગને પુછયું.

હા, તેની જીંદગી માટે હું ધ્રુજું છું. પોતાના પહેલવાનીના જુસ્સામાં તે પોતાની કાંઈ સંભાળ લેતા નથી. એક પહેલવાનને તે છાજતુંજ છે, હેગને કહ્યું.

ક્રીમહીલ્ડ બોલી તેથીજ તે મોતને તેડું કરવાનું કરે છે.

હેગન બોલ્યો, હું મજબુત બાજુ ધરાવું છું. હું ઝીગફ્રીદનું રક્ષણ કરીશ અને તેને ભાળો ન લાગે તેની સંભાળ લઇશ.

હેગન, તમે એમ કરશો? અરે હું તમારી કેટલી આભારી છું! હા, હું તમારી વફાદારીપર આધાર રાખું છું!

તેણી ખુશ થતાં બોલી, હું હવે આનંદમાં છું ! તમે તેમની સંભાળ લેશોની ?

તે દગલબાજ માણુસે કહ્યું, હું તેમની સંભાળ લઇશ, પણ એમ બોલતાં તેની આંખોમાં દોજખનો આતશ સળગેલો લાગતો હતો.

ક્રીમહીલ્ડે આ આગ જોઇ નહીં, તેણીનો આત્મા સર્વપર વિશ્વાસ રાખનારો હતો, અને તેથી ભોળાપણે બોલી, ઝીગફ્રીદ ખભાં વચ્ચેની જગ્યા સિવાય આખાં શરિરે જખમ-રહિત છે.

હેગન બોલ્યો, એવી કથા મેં સાંભળી છે.

ક્રીમહીલ્ડે ભાર મૂકી કહ્યું એ કથા નથી, જ્યારે તેમણે અજદાહોને માર્યા હતા ત્યારે તેમનાં લોહીમાં તે નહાયા હતા, જેથી તેમનું શરિર શીંગડાં જેવું સખત બન્યું હતું માત્ર ખભાં વચ્ચેની નાની જગ્યા તેમ બની નહીં કારણકે નહાતા હતા તેવામાં તે જગાપર લીમડાનું પાંદડું પડયું હતું. આ જગ્યાપર તમે નજર રાખશો તો શત્રુના ભાળાથી તમે તેમનું રક્ષણ કરી શકશો.

હેગન બોલ્યો, હું સંભાળી લઇશ, પણ તે જગ્યાએ મારી ઢાળ જરૂર પડવે આડી કરી દેવા માટે કાંઇ ચુક ન થાય તેથી એમનાં વસ્ત્રપર મારી આંખે દેખાઇ આવે તેમ કાંઇ નિશાની કરજો.

હું તેમના પોશાક પર ક્રૉસ પાડીશ. રેશમનો પીળો ક્રૉસ સીવી લઇશ, તે સોનેરી તારો ધ્યાનમાં રાખી તેમનો સંભાળથી બચાવ કરશો.

લડાઇમાં આ જગ્યાનું રક્ષણ મારી ઢાળ કરતી રહેશે એમ કહી કાંઇ ફત્તેહ મેળવી હોય તેમ ખુશ થઈ બાપડી

ભોળી સ્ત્રીની રજા લઇ છુટો પડયો. કુચ કરી જવાને રણ-શીંગડાંના અવાજ થઇ રહ્યા.

લડાયક ઘોડાઓ અધીરાઇથી ભોંયપર પોતાના પગ ઠોકતા હતા; પણ હેગન લશ્કરને કુચ કરવા કહે તે અગાઉ સુલેહનો પેગામ લાવનારા કાસદો દરવાજા આગળ આવી પહોંચ્યા; ગુન્થરે હેગનની સલાહ પ્રમાણે આ સઘળું ખંધાઇથી ગોઠવી રાખ્યું હતું.

જ્યારે હેગને આ સંદેશો સાંભળ્યો, ત્યારે તે નાખુશ થયો હોય તેમ બોલ્યો "હિંચકારાઓ"! ખાલીજ ધાંધાટ કર્યો, અને આપણે પણ બ્હીકસમેત દોડાદોડ કરી મૂકી.

ઝીગફ્રીદ ગુસ્સે થઇ બોલ્યો એમની તહેકરાઇ માટે સજા કર્યા વિના એમને છોડશું નહીં.

રાજા ગુન્થરે કહ્યું, તમારી ભલી ઇચ્છાને કામ બજાવી આપવા જેવીજ ગણી તમારો આભાર માનું છું.

હાલ તો તલવાર મ્યાનમાંજ રહેવા દઇશું. હું સુલેહ કબુલ રાખું છું. પેલી તરફ ઓદનવાલ્ડનું જંગલ છે. સુંદર હરણો ત્યાં ઓકનાં ઝાડો તળે ભટકતાં ફરે છે, તેમજ જંગલી કુક્કરો, રીંછો વગેરે પહાડની કઢણો અને છાંયડા-વાળી ખીણોમાં પોતાનું મથક બનાવી રહે છે. આ રાક્ષસો સામે લડાઇ કરવામાં હું મજાહ માનું છું. સહવારે સકાળે આપણે ઓદનવાલ્ડનાં જંગલમાં શિકાર કરવા જઇશું. પહેલવાન ઝીગફ્રીદ તમો પણ અમારી સાથે આવજો કે જેથી માણસો સામે લોહીલોહાન ભરેલી લડાઇ ન કરવાનો બદલો ખુશ, દિલ ઉશ્કેરનાર શિકારબાજીથી મળી જશે.

ઝીંગફ્રીદ આનંદથી બોલ્યા, કબુલ છે, હું તમો સાથ ઓદનવાલ્ડનાં જંગલમાં આવીશ.

વર્મસના મહેલના ચૉકમાં બીજે દિવસે સહવારના પહોરમાં ખુશાલ તૈયારીઓ ચાલી રહી. નોકરો જીન નાખેલા ઘોડાઓ સાથે આજુબાજુ દેખાતા. રસોડાંના વડાએ એક ગાડું ઉત્તમ પ્રકારની ખાવાની વસ્તુઓ અને ભાટીઆથી લાધેલું તૈયાર કર્યું, પણ દારૂ લાવવામાં આવ્યો નહીં તેથી સર્વ અજબ થતા ત્યારે મહેલના દારૂનો જથ્થો સ્વાધીન રાખનાર અમલદારે કહ્યું : લૉર્ડ હેગને દારૂ માટે પણ હુકમ આપેલો છે. સઘળાઓની અજાયબી તુરતજ દૂર થઇ; સઘળી આંખો મહેલના દરવાજા તરફ હતી: રાજા ગુન્થર, હેગન જોડે આવતો હતો.

પણ ઝીગફ્રીદ તેઓ સાથ હતો નહીં, તે પોતાની સ્ત્રીને ભેટવા ગયો હતો. હમેશ માફક તેની ઝળકતી આંખોમાં ખુશાલી પ્રગટ દેખાતી, કારણકે શિકારે જવાનું હતું, પણ ક્રીમહીલ્ડ ચિંતાતુર દેખાતી હતી અને તેને જવા દેવા ઇચ્છતી નહીં.

અરે, તમે ઘરમાંજ રહો! ઘરમાંજ રહો! એમ આંખમાં આંસુ સાથ અરજ કરતી; કાંઇ ભયભરેલું બનશે એવી મને પ્રેરણા થાય છે. તમો શામાટે બીહો છો, ઝીગ-ફ્રીદે અકળાઇને કહ્યું, હું જંગલમાં શિકાર માટે તેમજ લડાઇપર ગયો છું અને હમેશાં ઈજા વગર પાછો ફર્યો છું.

અરે આજ વેળા ઘરમાં રહો! તેણીએ અરજ કરી. મને એવો સ્વપનો આવ્યો કે બે જંગલી ડુક્કરો તમારી પૂઠે લાગ્યાં હતાં, તમને મરણતોળ જખમી કર્યા; તમારાં લોહીથી ફુલો રાતાં રંગાઇ ગયાં.

તેણે કાંઇક હસતાં કહ્યું, તે માટે તમે ધ્રુજો છો? મારો મુક્કો તેમને ઝટ તાબે કરશે; રીંછો અને જંગલી ભેંસો પણ મેં તાબે કર્યાં છે, ત્યારે મારે માટે બીહવાનું શું છે?

ક્રીમહીલ્ડે આગાહી થતી હોય તેમ કહ્યું, માણુસોની દગલબાજી! આ જંગલી ડુકરા કોઈ ખુની દરબારીનો ઇસારો હોય. અરે, ઘરમાંજ રહો, મારા ઝીગફ્રીદ. તેઓ તમારૂં ખુન કરશે! ઝીગફ્રીદ હવે હસ્તો નહીં; તેના ચહેરાપર ઉદાસી પ્રસરેલી હતી; પણ તે માત્ર પળવારજ. તેની આંખો પાછી ઝળકતી થઇ ગઇ અને ખુશાલ બોલ્યો: હું કોઇ માટે જાણુતો નથી કે જેને મારીપર કિનોકપટ હોય; નહી, નહીં સઘળાંઓને મારે માટે હેત છે.

અંદરખાનેથી ધ્રુજતાં ક્રીમહીલ્ડ બોલી, હેગનને પણ તમારીપર હેત છે?

ઝીગફ્રીદ અજબ થઇ બોલ્યો શું? હેગન? અમો દિલોજાન મિત્રો તો નથીજ, પણ હમણાં સુધી તો તે એક વફાદાર સોબતી લાગ્યો છે.

હેગને તાલતલાવટથી પોતાની કનેથી ભેદ જાણી લીધો હતો તેનો વિચાર ક્રીમહીલ્ડ કરતી હતી; તેણીએ ઝીગફ્રીદને તે વિષે કહેવા ઇચ્છયું; પણ તેણીની નબળાઇપર તે હસે, તે ખ્યાલે તેણીની જીભ બાંધી મુકી; દુઃખી દિલે તેણી બોલી: ટ્રૉન્જર (હેગન) પર વિશ્વાસ રાખશો નહીં! તે સચ્ચાઇ અને રોશનીનો શત્રુ છે, તેથી તમને ધિકકારતો હોવો જોઇએ.

ચૉકમાંથી રણુશીંગડાંના અવાજ થયા.

કુચ માટે શીંગડું ફુકાયું એમ બોલતાં ઝડપથી જવા ચાલ્યું, પણ ક્રીમહીલ્ડ તેને વળગી પડી અને જોરથી ડચકાં ખાતી બોલી, ના જાવ, હમણાં તો ના જાવ, હું તમને પાછા જોવા પામીશ નહીં! મને એવો પણ સ્વપનો આવ્યો કે તમે એક અંધારી કઢણુમાંથી જતા હતા ત્યારે પૃથ્વિ હીલી અને બંને બાજુએથી પહાડ ઢળી પડી તમને કચડી નાખ્યા.

ઝીગફ્રીદે હસીને કહ્યું સ્વપના તો ભેજાનું પીણુ છે, અને ઝડપથી દીવાનખાનું છોડી ગયો.

તેઓ રાહીન નદી પરથી પસાર થઇ, પહાડો ચઢી જંગલમાં આવી પહોંચ્યા જ્યાં વચોવચમાં એક મોટું બીચનું ઝાડ હતું.

રાજા ગુન્થર બોલ્યો, અહીંઆં આપણે આસાયશ લઇશું, અને શિકારબાજી પૂરી થયે અહીંઆંજ ભોજન લઇશું; આ જગ્યા સર્વને પસંદ પડી.

પછી હેગન બોલ્યો, આપણે હવે શિકાર શોધતા છુટા પડયે. દરેક જને પોતપોતાનું કામ બજાવવું કે જેથી જણાઇ આવે કે જીત કોણુની છે.

લૉર્ડ હેગન તમે ઠીક કહ્યું, ઝીગફ્રીદ બોલ્યો, આ સરતમાં ખુબ મજાહ પડશે.

રણશીંગડું ફુકાતાંજ જુદી જુદી બાજુએથી ભોંસતા શિકારી કૂતરાઓ સાથ દરેક જન ઘીચ ઝાડી તરફ ધસ્યો.

કેટલાંક સસલાંઓને પકડી પાડયાં, ઘણાંક ઝડપથી દોડનારાં હરણો તીરથી વીંધાયાં, અને ભાળાઓ તથા તેજ તલવારો વડે રાક્ષસી કદનાં જંગલી ડુક્કરો અને ગોધાઓનો શિકાર કર્યો.

હમેશાં ફતેહમંદ થનાર અજદાહો મારનાર શિકાર બાજીમાં પણ શ્રેષ્ઠ ઉતર્યો.

તેનો પહેલો શિકાર એક જવાન જંગલી ડુક્કર હતું, તે પછી કેટલાંક જબરાં પશુઓ માર્યાં. તેનાં તીરે રાક્ષસી કદનાં હરણોનાં હૃદય ચીર્યાં અને ભાળાથી ચાર મોટા જંગલી ગોધા વીંધાયા. કોઇપણ જંગલી પશુ જેને શિકારી કૂતરા ઝાડીમાંથી બહાર કાઢતા તે તેનાથી છટકવા પામતું નહીં;

જે તીર અને ભાળાથી બચતું તે નામીચી બામુંગ તલવારનો ભોગ થતું.

શિકારબાજી પૂરી થવાની જરાક અગાઉ કૂતરાઓએ એક ઘણોજ જોરાવર જંગલી ડુકરો બહાર કાઢયો. ઝીગફ્રીદ ખુશ થયો, પત્થર અને ઝાડી વચ્ચેથી તે નહાસી જતાં પ્રાણીની પૂઠે દોડયો. પોતાને સપડાયલો જોઇ તે ડુકરો ગુસ્સા સમેત સામો થયો. એક ટુંક લડાઇ પછી તે પણ લોહી લોહાન થઇ ભોંયે પડયો. ઝીગફ્રીદની તલવારે આ કર્યું; પછી રણશીંગડાના અવાજ થયા, અને પહેલવાનો આસાયશની જગા તરફ જવા લાગ્યા જેમની પૂઠે નોકરો શિકારો એકઠા કરી લઇ ગયા.

પહેલવાનો લીલાં ઘાસમાં લાંબા થઈ પડયા. રાજાના કહેવાથી ખાણાંની તૈયારી થઇ. સઘળાઓ પેટભરતું જમ્યા, પણ અજબ થતા કે દારૂ કેમ નહીં પીરસાયો. રાજાના માનને લીધે કોઇ કાંઇ બોલ્યું નહીં, પણ આખરે ઝીગફ્રીદ બોલી ઉઠયો, ચાલો દારૂ પીરસો, જમતી વખત દારૂ નહીં પીરસવાનો ચાલ કયારથી નીકળ્યો ?

ગુન્થરે જવાબ વાળ્યો : આજ આપણે દારૂ વિના ચલાવી લઇશું; મેજબાનીની ગોઠવણ કરવામાં હેગનની કસુર થઇ છે.

હેગન બોલ્યો હું સમજ્યો કે આપણે સ્પેસાર્ટના જંગલમાં જવાના હતા તેથી મેં દારૂ ત્યાં મોકલી દીધો.

ઝીગફ્રીદ કહે મારાથી તરસે થોભાતું નથી, હું ઇચ્છુછું કે આપણે સ્પેસાર્ટ ગયા હોત.

હેગને બેદરકારીથી જવાબ દીધો, ખીણમાં એક ઝહરો વહે છે, જેનું પાણી ઘણુંજ તાજું અને ઠંડક આપનારૂં છે.

ઝીગફ્રીદે આતુરતાથી કહ્યું, ચાલો ત્યાં જલદી જઈએ એમ કહેતાં તુરત ઉઠી ઉભો. રાજા ગુન્થર પણ ઉઠયો, અને દરબારીઓ તેની પૂઠે ચાલ્યા. પણ તે બોલ્યો, મારી સાથે માત્ર પેહલવાન ઝીગફ્રીદ અને હેગન ઝહરા આગળ આવશે. બીજાઓએ ખાણું પૂરૂં થતાં પછવાડેથી આવવું.

પહાડપરથી ખીણમાં આવ્યા ત્યારે હેગન બોલ્યો, મેં એમ સાંભળ્યું છે કે પેહલવાન ઝીગફ્રીદની દોડવામાં બરોબરી કરે એવો કોઈ માણસ નથી. મેં દોડવાની હરીફાઈમાં ઘણાપર જીત મેળવી છે, તેથી હું એ નામદાર સાથ હરીફાઈમાં ઉતરવાની હિંમત કરીશ. પેલી તરફ લીમડાનાં ઝાડ નીચેથી ઝહરો વહે છે.

સામી બાજુ એક ઘણું મોટું મેદાન જોઈ ઝીગફ્રીદ બોલ્યો દોડવાની સરત માટે ખરેજ ઘણું બંધબેસ્તું છે.

ઢાળ, તલવાર, તીરકામઠું અને ભાલો હું લઈશ, તમે હથીઆર અને પોશાક રહેવા દઈ ચાલો, કેમ કબુલ છે નામદારો?

બન્નેએ એક અવાજે જવાબ દીધો, કબુલ છે, અને પોતાનાં હથીઆર તેમજ ઉપરનાં કપડાં ઉતારી માત્ર તળે પેહરેલાં કપડાં રહેવા દીધાં.

બહોળાં મેદાનમાં સરત દોડવાનું શરૂ કીધું. ઝીગફ્રીદ એક છળાંગ મારી આગળ દોડી ગયો, અને બે જંગલી કૂતરાઓ માફક ગુન્થર અને હેગન પછવાડે પડી ગયલા દોડતા હતા.

ઝીગફ્રીદ ઝહરા આગળ પોંહચી જઈ આજુબાજુ જોવા લાગ્યો. બન્ને જન હજી ઘણા પછવાડે હતા. પછી ઝીગફ્રીદે પોતાની ઢાળ ભીની જમીનપર મૂકી અને બીજાં હથીઆરો એક લીમડાનાં થડ સાથ અઢેલાવી મુકયાં; જો કે તે ઘણોજ

તરસ્યો થઇ ગયો હતો તો પણ પહેલવાનને છાજતા વિવેક અને નમ્રતાથી રાજા આવી પહેલાં પાણી પીએ ત્યાં સુધી થોભ્યો.

ગુન્થર અને હેગન આવી પહોંચ્યા. બન્ને ઘણાજ હાંફી ગયા હતા; રાજા બોલ્યો નેધરલૅન્ડ નરેશ તમો જીત્યા છો! હું ધારૂં છું કે માત્ર ઘણુંજ ઝડપી હરણુજ તમારી સાથ દોડવાની સરતમાં હરીફાઇ કરે.

ઝીગફ્રીદે જવાબ દીધો, હરણતો દોડવામાં મારા ઉસ્તાદ સમાન છે; હું પગો વડે નહીં પણ માત્ર ભાળા અને તીરથી તેને પહોંચી શકું.

રાજા ગુન્થરે વહેતા ઝહરા આગળ વાંકો વળી પાણી પીઇ લીધું; તેની નજદીક ઝીગફ્રીદ ઉભો હતો, જ્યારે હેગન તેમની નજર ન ખેંચાય તેમ હથીઆરો છુપાવવા ગયો. માત્ર ઢાળ લઇ જઇ શકયો નહીં. કારણ કે તે ઝહરાની અડોઅડ ઝીગફ્રીદના પગ આગળ હતી.

ગુન્થરે પાણી પીઇ તાજો બની સીધો થતાં ઉંડો શ્વાસ ખેંચી કહ્યું, ઝહરાનું ઠંડું પાણી તરસ્યાને કેવો આસુદો બનાવે છે! આ ઠંડું પાણી મને એટલું તો ગમે છે કે દારૂ ભુલમાં બીજે ઠેકાણે મોકલ્યો તે ઠીકજ થયું.

પછી ઝીગફ્રીદ પાણી પીવા ઝહરા આગળ વાંકો વળ્યો. ભાળો ઉગામતો હેગન ધસી આવ્યો. રાજા ગુન્થર ધાસ્તીથી ટીકવા પડયો.

હેગને પહેલવાનના બરડાપર ઝળકી રહેલો ક્રૅાસ જોયો; તેની દુષ્ટ આંખો શોધા કાઢી રહી; સીધો રહી તેણે નેમ ટાંકી. લોહીની ધારા ઉંચે ઉડી રહી અને હેગનનાં વસ્ત્ર અને ચહેરો રંગાઈ ગયાં.

ઝીગફ્રીદ ભયંકાર ચીચારી પાડતો ઉભો થયો. ભાળો તેના બરડામાંજ હતો, અને તેનો ચહેરો ભયભીત બન્યો હતો.

ખુની! એમ બૂમ પાડી પોતાનાં હથીઆર માટે આસપાસ જોયું; હથીઆર દેખાયાં નહીં. તેણે પોતાની ઢાળ લઇ નહાસતા હેગનની પૂઠ પકડી. તેને પકડી પાડી એવો તો જોરથી ઢાળનો ફટકો લગાવ્યો કે તે દગલબાજ ટ્રૉન્જર ભોંયે પટકાઇ પડયો.

મરણુતોલ જખમી થયલા ઝીગફ્રીદને માથામાં ચકકર આવવા લાગ્યાં, અને તે ઘાસમાં પડી ગયો.

જખમમાંથી લોહી ધમધોકાર જતું હતું જેથી આજુ-બાજુ ફુલો લાલ બની ગયાં.

પત્થર બની ગયો હોય તેમ ગુન્થર ઝહરા આગળ ઉભો હતો. હેગન ભોંયપરથી ઉઠી ઉભો થયો હતો. મરી જતા સિંહ તરફ તે ટીકીને જોવા લાગ્યો, ઝીગફ્રીદ પણ તેની તરફ જોતો હતો, અને પોતામાં બાકી રહેલું જોર વાપરી તેણે પોતાનું માથું ઉચું કર્યું, અને બોલ્યો, મોતના દૂત તું ફાવી ગયો છે, પણ તારી અને બરગન્દીના રાજાની કમબખ્તી આવી પુગશેજ! કિનાનો દિવસ આવશે.

સામી બાજુએ સૂર્ય લાલ લોહી સમાન અસ્ત પામતો દેખાય છે, તેમ બરગન્દીનું રાજકુટુંબ લોહીમાં ગરક થશે, કારણકે તેના રાજાએ દરજ્જો અને ઇમાન તજી દીધાં છે. ઓ ક્રીમહીલ્ડ ક્રીમહીલ્ડ, જેહાં પહેલવાનના આ છહેલ્લા શબ્દો હતા. તેનું માથું ઘાસમાં ઝુમી પડયું, અને તેણે પ્રાણ છોડયો.

# ફ્રેડરીક પહેલો, બાર્બરોઝા.

## ( ૧૧૫૨–૧૧૯૦. )

ઇ૦ સ૦ ૧૧૫૨ માં કૉનરાડ ત્રીજો મરણ પામ્યો, તે હોહનસ્તોસ્ન વંશનો પહેલો જરમન કયસર હતો. આ નામ આ વંશના મૂળપુરૂષ ફ્રીડરીકે આલ્પસ પર્વતના આ નામના ભાગ (હાલનું વીરતેમબર્ગ) ઉપર બાંધેલી કૅસ્તલ ઉપરથી પડયું છે.

જરમન શાહજાદાઓએ કૉનરાડના ભાઇના દીકરા ફ્રીડરીક બાર્બરોઝા (ઇટાલીઅનો એની દહાડીના રંગ ઉપરથી બાર્બરોઝા રાતી દહાડીવાળો એમ કહેતા) ને જરમન કયસર તરીકે ચુંટી કાઢયો. જે કોઇ તેનો મરદાનગી ભરેલો દેખાવ, ખીલતી જવાની, બલુઆંખો અને શોભીતા વાળ સાથ પ્રમાણીકતા અને ઉમદા વિવેક ધરાવનાર તરીકે જોતો તે એમજ કહેતો કે તે એક શુદ્ધ જરમન બચ્ચો હતો. આ બાર્બરોઝા એક બળવાન કયસર હતો. ઇટલીમાં લડવા જવા છ વખત આલ્પસ પર્વત મોટાં લશ્કર સાથ ઓળંગી ગયો હતો.

પોતાની જીંદગીની સાંજે સીતેર વર્ષની ઉમ્મરે મુસલમાનોના કબજામાંથી ક્રાઇસ્ટની ઘોર છોડવવા તેણે ક્રુસેડ (જીહદ) ઉઠાવી.

એ લડાઇમાં એક બહાદુર જવાન માફક લડયો: પણ એકવાર તેના લશ્કરને એક નદીના પૂલ ઉપરથી પસાર થવું પડયું ત્યારે તેમ કરતાં ઘણોજ વખત જવાથી તેણે પોતાની ધિરજ ખોહી અને સામી પારે તરી જવાને ઘોડા સાથ નદીમાં કુદી પડયો. નદીમાં પૂર હોવાથી પાણીના જોરે તે ઘસડાઇ ગયો, તેનું શબ કિનારે તણાઇ આવ્યું.

પોતાનો રાજા ખોહવાથી લશ્કરમાં હદ વગરની દલગીરી, રડાપીટ અને નિરાશી ફેલાઇ રહ્યાં, આ શબને તાઇરસમાં

દફ્નાવ્યું. પણ લાંબા કાળ સુધી જરમનો માનતા હતા નહી કે બહાદૂર કીર્તિવંત કયસર બાબરોઝા મરી ગયો હતો. તેઓ માનતા કે થુરીનજનના પહાડોના ગુફામાં દરબાર રાખતો હતો અને તેની સાથે તેના બહાદૂર પહેલવાનો અને પાકદામન બેટી હતી, તથા જે સંગેમરમરની ટેબલ આગળ તે બેઠો હતો તેમાંથી તેની દાઢી પસાર થતી વધ્યા કરતી હતી, અને જ્યારે પહાડ આગળ એકબી કાગડો ઉડતો રહેશે નહીં, ત્યારે તે જરમનીને હમેશનું કીર્તિવંત બનાવવાને બહાર નીકળશે.

જર્મન કવિ હાઇને એ વિષે થોડીક લીટી લખી છે જેનો તરજુમો નીચે આપ્યો છે.

પહેલો ગુફો જે ઘણાજ મોટા હૉલ જેવો છે તેમાં ઘણાક હજાર ઘોડા જોવામાં આવે છે.

તેઓ પર જીન નાખેલાં તેમજ લગામ બાંધેલી છે, કોઇપણ ઘોડો જરાબી ખંખારતો નથી કે ભોંયપર પગ ઠોકતો નથી, સઘળા ચુપ ઉભા છે, જાણે લોખંડના બનાવેલા હોય.

બીજા તેવાજ મોટા હૉલમાં સુકકાં ઘાસ ઉપર ઘણાક હજાર દાઢીવાલા સિપાહીઓ લાંબા થઈ પડેલા છે, જેઓ લડાયક અને ભય ઉત્પન્ન કરે તેવા દેખાવના છે. તેઓ માથાંથી પગ સુધી બખ્તરવાળા છે, અને આ બહાદુરો જરાક પણ હીલતા નથી, તેઓ સ્થિર ઉંઘમાં પડેલા જણાય છે.

ત્રીજા મોટા હૉલમાં તલવારો, લડાઇની કુહાડીઓ, ભાળા, હારનીસ, બખ્તરની ટોપીઓ તથા આગલા વખતની ફ્રેંચ બન્દુકો લટકાવેલી છે.

થોડીક ટોપો, ફતેહની ઇધાંની આપનારી જે ઉપર વાવટો છે, જે કાળા રાતા સોનેરી રંગનો છે.

ચોથા હૉલમાં કયસર પોતે છે. સદીઓ થઇ ગઈ તો પણ પત્થરના સ્ટુલ પર પત્થરની મેજ આગળ હાથો પર માથું ટેકવી બેસી રહ્યો છે. તેની દાઢી જમીન સુધી વધી ગઇ છે જે આતશના ભભુકા જેવી લાગે છે. કોઇવાર તેની આંખોમાંથી ચમકારા નીકળે છે. કોઇવાર તેણે ભવાં ઉંચકેલાં લાગે છે. તે ઉંઘેલો છે કે વિચારમાં પડેલો છે? તે કોઇ કહી શકે નહીં; તોપણ જ્યારે ઘટતો વખત આવી પહોંચશે ત્યારે તે પોતાનાં પહેલવાની બળમાં ખડો થઇ જશે. વાવટો પોતાના હાથમાં લઇ હુકમ આપશે, ઘોડાપર સ્વાર થાઓ, ઘોડાપર સ્વાર થાઓ! તેના રાક્ષસી કદના સિપાહો ભોંય-પરથી ખખડાટ સાથ ઉઠી ઉભા થશે.

દરેક પોતાના ઘોડાપર સ્વાર થશે, જે ઘોડો અધીરાઇથી ભોંયપર પગ ઠોકતો ખંખારશે. પરઘમના અવાજ સાથ સર્વ કુચ કરશે.

તેઓ ઉંઘી ઉઠયા છે, અને હવે ઝડપથી કુચ કરી લડાઇમાં મજબુત ફટકાઓ લગાવશે.

કયસરે મકકમતાથી ઇનસાફી ચુકાદો આપ્યો છે કે જરમનીનું ખુન કરનારને તે સજાએ પહોંચાડશે. અને વહાળી, અજાયબી ઉત્તપન્ન કરનારી સોનેરી વાળની કુમારીકા જરમેનીઆના ખુનીઓની સખત ખબર લેશે. ઘણાકો જેઓ કિલ્લાઓમાં છુપાઇ બચવાની આશામાં આનંદી છે, તેઓ બાબરોઝાના મજબુત કિનાથી છટકવા પામનાર નથી.





આ પુસ્તક મી૦ દીનશાહ શાપુરજી મસાની, બી. એ. એ મુંબઈના
કોટમાં નં૦ ૧૯, બેંક સ્ટ્રીટ-ક્રોસ લેન ખાતે ધી ક્રેશો-ગર્દ
પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું છે, અને ડૉક્ટર ડોસાભાઈ
રૂસ્તમજી ધાભર, એલ. આર. સી. પી., એલ. આર.
સી. એસ., વગેરેએ નં૦ ૩૭૫, ગીરગામ રોડ,
મુંબઈમાં પ્રગટ કર્યું છે.

